॥ ॐ नमः शिवाय ॥



શ્રી શિવ-પાર્વતીનો સમ્વાદ.

# शिवस्वरोदय.

મૂળ સહિત શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.

લખનાર.

કલ્યાણજી રણછોડજી વ્યાસ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.

ત્રણ દરવાજા—અમદાવાદ.



આવૃત્તિ ત્રીજી { સર્વ હક સ્વાધીન. } પ્રત ૧૨૦૦

શ્રી "સત્ય સાગર પ્રિન્ટીંગ" પ્રેસ—અમદાવાદ.

સંવત ૧૯૬૫ —— સને ૧૯૦૮

કિંમત આઠ આના.

॥ ૐ નમઃ શિવાય ॥

શ્રી શિવ–પાર્વતિનો સંવાદ.

# શિવ સ્વરોદય



મૂળ [illegible] ગુજરાતી ભાષાન્તર.

લખનાર.

કલ્યાણજી રણછોડજી વ્યાસ.

મુ૦ ભુજ ( કચ્છ. )

છપાવી પ્રસિદ્ધ કરનાર,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.

ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ પાંચમી { સર્વ હક્ક સ્વાધીન } પ્રત ૧૨૦૦

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦

કિંમત બાર આના.

# योगना गुजराती पुस्तको.

અધ્યાત્મ વિજ્ઞાનતત્વ અથવા પૂર્વજોની જોડે વાતચીત કરવાની વિદ્યા ઇંગ્રેજી ઉપરથી ગુજરાતી ભાષાન્તર ૦—૮ ૦—૧

કર્મયોગ—સ્વામી વિવેકાનંદ કૃત ગુજરાતી ભાષાન્તર ૦—૧૦ ૦—૧

ચોરાસી આસન—યોગ સાધનનાં ચિત્રો સહિત.
પાકું પુંઠું ૧—૬ ૦—૨

નાથ સ્વરોપ્ય—પ્ર. નથુરામ શર્માકૃત. ૦—૩॥ ૦—૦॥

પરમપદ બોધિની—પ્ર. નથુરામ શર્માકૃત મૂળસહિત ગુજરાતીમાં. ૧—૬ ૦—૨

પાતંજલયોગદર્શન—( વિવેકાનંદકૃત ) સ્વામીશ્રી વિવેકાનંદ કૃત યોગ દર્શનની ટીકા ઉપરથી ગુજરાતી ભાષાંતર છે. યોગના સર્વ ગ્રંથોમાં પતંજલ ઋષિના સુત્રો અગ્રસ્થાન ધરાવે છે. એ વિષે વિશેષ વિવેચન કરવાની જરૂર અમો અહીંયાં ધારતા નથી. પુસ્તકનું મહત્વ તેની ઇંગ્રેજીમાં ચાર આવૃત્તિઓ છપાઈ તેના ઉપરથીજ થઇ ચુકયું છે. સોનેરી પુંઠાથી સુશોભિત છતાં મૂલ્ય. ૦—૧૨ ૦—૧

પાતંજલયગદર્શન.—જે કણિયાંકૃત મૂલ સહિત ગુજરાતી ભાષાન્તર ૨—૪—૦

પ્રાણ વિનિમય—પ્રો. મણીલાલ નભુભાઇ દ્વીવેદી કૃત. આ પુસ્તક મણિલાલભાઇને હાથે લખાયેલ છે. જેઓ યોગના સિદ્ધ પુરૂષ હતા; આ પુસ્તકના મનનથી આવશ્ય યોગસિદ્ધિ થાયછે. ૩—૦ ૦—૨

પ્રાણાકર્ષણ વિદ્યા અથવા સત્વ વિનિમય ( હિપ્નોટીઝમ ) ઇંગ્રેજી ઉપરથી ગુજરાતી ભાષાન્તર [ સચિત્ર ] ૨—૮ ૦—૩

મેસ્મેરીઝમ—એક નાનું પુસ્તક, ૦—૪ ૦—૦॥

યોગકૌસ્તુભ—પ્ર. નથુરામ શર્માકૃત આ પુસ્તકમાં યોગાભ્યાસની સારી સમજુતી આપેલી હોવાથી યોગાભ્યાસી વિદ્યાર્થીઓને સંગ્રાહ્ય છે. ( સચિત્ર) ૧—૬ ૦—૩

# ठयं गप्र पीका.

**મુળ શ્લોક તેની ગુજરાતી ટીકા તથા વિશેષ વિવેચન સહિત**

આ પુસ્તકમાં શિવજીએ પાર્વતીજીને મહાકાલ યોગશાસ્ત્રમાં જે હઠ વિદ્યા જણાવી તેજ વર્ણીત છે. યોગવિદ્યાનો મહિમા પ્રાચીન સમયમાં અગાધ હતો. આ હઠવિદ્યાનું શેવન કરી બ્રહ્મા બ્રહ્મપદને પામ્યા હતા, શ્રીકૃષ્ણભગવાને પણ ગીતામાં અરજુનને અને ભાગવતમાં ઉધ્ધવને આજ વિદ્યા ઉપદેશી હતી, નારદ. વિષ્ણુ, યાજ્ઞવલક્યાદિ મુનીઓ પણ આજ વિદ્યાનું સેવન કરતા હતા, એજ આ વિદ્યાનું મહત્વ દેખાડી આપે છે. આમાં સિદ્ધીઓ, મહાસીદ્ધીઓ તેમજ યમ; નિયમ, સ્વસ્તિકાસન, ગોમુખાસન, વિરાસન, દુર્વાસન, ધનુરાસન, મત્સ્યેન્દ્રાસન, પશ્ચિમતાનાસન, મયુરાસન, પદ્માસન, તેમજ પ્રાણાયમ અને તેની જુદી જુદી સીદ્ધીઓનાં જુદા જુદા પ્રકાર; નેતી બસ્તી. નૌલી, ધોતી આદિ પ્રકાર; ત્રાટક અને તેના ગુણ કર્મ; સીતકારીકુંભક, પ્લાવીકુંભક, મૂર્ચ્છાકુંભક, ભ્રામરીકુંભક આદિ કુંભકના પ્રકાર, મહામુદ્રાઓ; ખેચરી અને તેના પ્રકાર; મુળબંધ, જાલંધરબંધ તથા મહાબંધ અને તેના ગુણકર્મ, સમાધિક્રમ તથા સમાધિસીદ્ધીઓ આદિ ઘણા પ્રકારની માહિતી આમાં આપવામાં આવી છે કે જે ત્યાગીયોનેજ કામની છે એમ નથી પણ સંસારી પુરૂષોને પણ મન કાયાદિ તનદુરસ્ત રાખવાં, આ પુસ્તક વાંચવાની ખાસ જરૂર છે. કેટલાક અસાધ્ય રોગો પણ આ હઠવિદ્યાનાં અભ્યાસથી સારા થયા છે અને થાય છે. રોગો શરીરને માટે આ વિદ્યા એક માત્રારૂપ છે. આમાં મુળશ્લોક તેની ગુજરાતી સરળ ટીકા ઉપરાન્ત વિશેષ વિવેચન આપેલું હોવાથી સર્વ સાધારણ માણસોને પણ આનો ઘણોજ સારો ઉપયોગ થાય છે. ગ્લેજ ઉંચા કાગળ પાકું સોનેરી પુંઠું છતાં કીમત રૂ. ૨—૮—૦ પોસ્ટેજ. ૦—૪—૦

બધી જાતનાં પુસ્તકો મલવાનું ઠેકાણું:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,**

**ત્રણ દરવાજા—અમદાવાદ.**

# અનુક્રમણિકા.

श्रीगणेशाय नमः

## अथ गुर्जरटीकासहितः

# शिवस्वरोदयः

## आरभ्यते।

### मंगलाचरणम् ।

महेश्वरं नमस्कृत्य शैलजां गणनायकम् ।
गुरुं च परमात्मानं भजे संसारताणम् ॥ १ ॥

શ્રી સદાશિવજી, પાર્વતીજી, ગણેશજી, ગુરૂ અને ભવસાગરથી પાર ઉતારનારા પરમાત્માને ભજું છું અર્થાત્ પ્રણામ કરૂં છું. ૧

### देव्युवाच ।

देवदेव महादेव कृपां कृत्वाममोपरि ।
सर्वसिद्धिकरं ज्ञानं कथयस्व मम प्रभो ॥२॥

પાર્વતીજી પુછે છે–કે હે દેવતાઓના પણ દેવ ! હે પ્રભો !! મારા ઉપર અનુગ્રહ કરીને સકળ સિદ્ધિયોને આપવાવાળું જે જ્ઞાન હોય તે મને કહો. ૨

कथं ब्रह्मांडमुत्पन्नं कथं वा परिवर्त्तते ।
कथं विलीयते देववद ब्रह्माडनिर्णयम् ॥३॥

હે દેવ ! આ બ્રહ્માંડ શીરીતે ઉત્પન્ન થાય છે ? અને કેવા પ્રકારે તેનું પાલન થાય છે ? અને પ્રલય પણ શી રીતે થાય છે ? વિગેરે બ્રહ્માન્ડનો સકલ નિર્ણય મને કહો. ૩

ईश्वर उवाच ।

तत्त्वाद्ब्रह्मांडमुत्पन्नं तत्त्वेन परिवर्तते ।
तत्त्वे विलीयते देवि तत्वाद्ब्रह्मांडनिर्णयः ॥४॥

શિવજી બોલ્યા કે—આ બ્રહ્માન્ડ તત્વોથી ઉત્પન્ન થાય છે અને તત્ત્વોથીજ તેનું પાલન થાય છે, અને પુનઃ તત્ત્વોમાંજ લીન થઇ જાય છે; માટે તત્ત્વોથીજ તેનો નિર્ણય સમજો. ૪

देव्युवाचः ।

तत्वमेक परं मूलं निश्चितं तत्ववादिभिः ।
तत्वस्वरूपं किं देव तत्वमेव प्रकाशय ॥५॥

પાર્વતીજી પુછે છે—તત્ત્વવાદિયોએ બ્રહ્માંડનું મુળ તત્ત્વોનેજ નિશ્ચય કહેલ છે. એથી હે દેવ! તત્વનું સ્વરૂપ શું છે? તે આપ મારી પાસે પ્રકાશ કરો, અર્થાત્ કહો. ૫

ईश्वर उवाच ।

निरंजनो निराकार एको देवो महेश्वरः ।
तस्मादाकाशमुत्पन्नमाकाशाद्वायुसंभवः ॥६॥

શ્રી મહાદેવજી કહે છે કે—માયા રહિત નિરાકાર એક દેવ પરમેશ્વર છે, તે વડે આકાશ ઉત્પન્ન થયું, અને આકાશથી વાયુની ઉત્પત્તિ થઇ. ૬

वायोस्तजस्ततश्चापस्ततः पृथ्वीसमुद्भवः ।
एतानि पंचतत्वानि विस्तीर्णानि च पंचधा॥७॥

વાયુથી તેજ, અને તેજથી જળ અને જળથી પૃથિવીની ઉત્પન્ન થઇ, એ પાંચ તત્ત્વ એક એકની સાથે પાંચ પ્રકારથી વિસ્તારને પામે છે, અર્થાત્ પંચીકરણ કરવાથી પચીસનું તત્વ થાય છે. ૭

तेभ्यो ब्रह्मांडमुत्पन्नं तैरेव परिवर्त्तते ।
विलीयते च तत्रैव तत्रैव रमते पुनः ॥ ८ ॥

એથી બ્રહ્માંડ ઉત્પન્ન થાય છે, અને તે વડેજ બ્રહ્માન્ડનું પાલન થાય છે. અને તેમાંજ લીન થઈ તે પુનઃ સુક્ષ્મરૂપથી બન્યું છે. ૮

पंचतत्वमये देहे पंच तत्वानि सुंदरि ।
सुक्ष्मरूपेण वर्त्तन्ते ज्ञायंते तत्वयोगिभिः ॥९॥

હે સુન્દરિ ! પાંચ તત્વોથી ઉત્પન્ન થયેલ દેહમાં એ પાંચે તત્વ સુક્ષ્મરૂપથી વર્તે છે તેન તત્વોને જાણવાવાળા યોગી લોકો જાણે છે. ૯

अथ स्वरं प्रवक्ष्यामि शरीरस्थस्वरोदयम् ।
हंसचारस्वरूपेण भवेज्ज्ञानं त्रिकालजम् ॥१०॥

હવે શરીરને વિષે સ્થિત સ્વરોની ઉત્પત્તિ છે. એવા જે આકાર આદિ સ્વર તે તમને કહું છું કે જે સ્વરના જ્ઞાનથી હંસ ચાર રૂપથી ભુત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળનું જ્ઞાન થાય છે. ૧૦

गुह्याद्गुह्यतरं सारमुपकारप्रकाशनम् ।
इदं स्वरोदयज्ञानं ज्ञानानां मस्तके मणि ॥११॥

આ સ્વરોદય જ્ઞાન અત્યંત ગુપ્ત છે, અને જ્ઞાન ઉપકારોનું પ્રકાશક છે; તેમજ સર્વ જ્ઞાનોમાં શિરોમણિ છે. ૧૧

सुक्ष्मात्सुक्ष्मतरं ज्ञानं सुबोधं सत्यप्रत्ययम् ।
आश्चर्यं नास्तिके लोके आधारं त्वास्तिके जने॥१२॥

અને આ સ્વરોદય જ્ઞાન સારી રીતે જાણવા યોગ્ય છે. પ્રતીતિ કરાવનાર છે. જે નાસ્તિક જન છે, તેને તો આશ્ચર્ય લાગે છે, પરંતુ જે આસ્તિકો છે તેના તો તે જ્ઞાન આધાર છે. ૧૨

## अथ शिष्यलक्षणम् ।

शांते शुद्धे सदाचारे गुरुभक्त्येकमानसे ।
दृढचित्ते कृतज्ञे च देयं चैव स्वरोदयम् ॥१३॥

### શિષ્યનાં લક્ષણ.

શાંત સ્વભાવ—શુદ્ધ—ઉત્તમ આચારયુક્ત ગુરૂની ભક્તિમાં જેનું મન, અને ચિત્ત દ્રઢ છે, કરેલા ઉપકારોને જાણે છે. એવો જે શિષ્ય હોય તેનેજ સ્વરોદયનું જ્ઞાન આપવું. ૧૩

दुष्टे च दुर्जने क्रुद्धे नास्तिके गुरुतल्पगे ।
हीनसत्वे दुराचारे स्वरज्ञानं न दीयते ॥१४॥

જે દુષ્ટ, દુર્જન, ક્રોધી, નાસ્તિક, ગુરૂની સ્ત્રી સાથે ગમન કરનાર, અધીર અને દુરાચરણી હોય, તેવાઓને સ્વરનું જ્ઞાન આપવુંજ નહિ. ૧૪

शृणुत्वं कथितं देवि देहस्थं ज्ञानमुत्तमम् ।
येन विज्ञातमात्रेण सर्वज्ञत्वं प्रणीयते ॥ १५ ॥

હે દેવિ! તું મારા કહેલા દેહમાં સ્થિત જે ઉત્તમ જ્ઞાન છે, તેને શ્રવણ કર. જેના જ્ઞાનવડેજ સર્વજ્ઞ થઈ જવાય છે. ૧૫

स्वरे वेदाश्च शास्त्राणि स्वरे गांधर्वमुत्तमम् ।
स्वरे च सर्वत्रैलोक्यं स्वरमात्रास्वरूपकम् ॥१६॥

સકળવેદ, શાસ્ત્ર અને ઉત્તમ ગાયન વિદ્યા, અને આ ત્રૈલોકય આદિ સર્વ સ્વરમાંજ છે. અને સ્વરજ આત્મ સ્વરૂપ છે. ૧૬

स्वरहीनश्च दैवज्ञो नाथहीनं यथा गृहम् ।
शास्त्रहीनं यथा वक्त्रं शिरोहीनं चयद्वपुः ॥१७॥

સ્વરના જ્ઞાનથી રહીત જ્યોતિષી, પતિ વગરનું ઘર

શાખહીન મુખ, અને મસ્તક વગરનો દેહ શોભાને પામતાં નથી. ૧૭

नाडीभेदं तथा प्राणतत्वभेदं तथैव च ।
सुषुम्नामिश्रभेदं च यो जानाति स मुक्तिगः ॥१८॥

જે મનુષ્ય નાડી, પ્રાણ, તત્વ અને સુષુમ્ના—આદિ મિશ્રિત ત્રણ નાડીયોના ભેદનો જ્ઞાતા છે, તે મુક્તિને પામે છે. ૧૮

साकारे वा निराकारे शुभ वायु बलीकृते ।
कथयंति शुभं के चित्स्वरज्ञाने वरानने ॥१९॥

સાકાર (વ્યાવહારિક) અથવા નિરાકાર (પારમાર્થિક) માં વાયુ (સ્વર) કેવળ શ્રમ થાય છે, અને હે પાર્વતી! કોઇ એમ પણ કહે છે કે, સ્વરના જ્ઞાનથી કલ્યાણજ થાય છે. ૧૯

ब्रह्मांडखंडपिंडाद्याः स्वरेणैवविनिर्मिताः ।
सृष्टिसंहारकर्त्ता च स्वरः साक्षान्महेश्वरः ॥२०॥

બ્રહ્માંડના ખંડ અને પિંડ—આદિ સ્વરનાં રચેલાં છે. અને સૃષ્ટિ તથા સંહારના કર્તા સાક્ષાત્ મહેશ્વર (શિવ) રૂપ સ્વરજ છે. ૨૦

स्वरज्ञानात्परं गुह्यं स्वरज्ञानात्परं धनम् ।
स्वरज्ञानात्परं ज्ञानं नवा दृष्टं चवा श्रुतम् ॥२१॥

સ્વર જ્ઞાનથી પરમગુહ્ય, સ્વરના જ્ઞાનથી પર ધન અને સ્વરના જ્ઞાનથી પર જ્ઞાન જોયું નથી અને સાંભળ્યું પણ નથી ૨૧

शत्रुं हन्यात्स्वरबले तथा मित्रसमागमः ।
लक्ष्मीप्राप्तिः स्वरबले कीर्तिःस्वरबले सुखम् ॥२२॥

સ્વરનું બળ હોય તો શત્રુને હણે, અને મિત્ર સમાગમ તથા લક્ષ્મીની પ્રાપ્તિ, કીર્ત્તિ અને સુખ સ્વરના બળથીજ થાય છે. ૨૨

कन्याप्राप्तिः स्वरबले स्वरतो राजदर्शनम् ।
स्वरेण देवतासिद्धिः स्वरेण क्षितिपोवशः ॥२३॥

કન્યાની પ્રાપ્તિ ( વિવાહ ) રાજાનાં દર્શન, દેવની સિદ્ધિ અને રાજા વશ થવો એ સર્વ સ્વરથી થાય છે. ૨૩

स्वरेण गम्यते देशो भोज्यं स्वरबले तथा ।
लघु दीर्घं स्वरबले मलं चैव निवारयेत ॥२४॥

સ્વરનાંજ બળ વડે દેશાટન થાય છે. સ્વરનાંજ બળથી ભોજન, સ્વરનાજ બળથી લઘુશંકા (પેશાબ) અને મળનો ત્યાગ પણ થાય છે. ૨૪

सर्वशास्त्रपुराणादिस्मृतिवेदांगपूर्वकम् ।
स्वरज्ञानात्परं तत्त्वं नास्ति किंचिद्वरानने॥२५॥

હે વરાંગને ! સકળ શાસ્ત્ર અને પુરાણાદિ સ્મૃતિ અને વેદાંગ આદિ એ સર્વ સ્વર જ્ઞાનથી પર તત્વ કાંઈ પણ નથી. ૨૫

नामरूपादिकः सर्वो मिथ्या सर्वेषु विभ्रमः ।
अज्ञानमोहिता मूढा यावत्तत्वं न विंदते ॥२६॥

જ્યાં સુધી તત્વનું જ્ઞાન થતું નથી, ત્યાં સુધી નામ રૂપ, આદિ ભ્રમ મિથ્યા છે. અને મુઢ જનોને મોહ પણ ત્યાં સુધીજ છે. ૨૬

इदं स्वरोदयं शास्त्रं सर्वशास्त्रोत्तमोत्तमम्
आत्मघटप्रकाशार्थं प्रदीपकलिकोपमम् ॥२७॥

આ સ્વરોદયશાસ્ત્ર સકળ ઉત્તમોત્તમ શાસ્ત્રમાં પણ ઉત્તમ છે, અને આત્મારૂપી ઘાટના પ્રકાશાર્થ દીપકરૂપ કળિના સદ્રશ છે. ૨૭

यस्मै कस्मै परस्मै वा न प्रोक्तं प्रश्नहेतवे ।
तस्मादेतत्स्वयं ज्ञेयमात्मनो वाऽऽत्मनाऽऽत्मनि॥२८॥

સ્વરોદય પ્રશ્ન કરવાથી જેને તેને કહેવું નહી, પરંતુ પોતેજ પોતાને માટે દેહમાં પોતાની બુદ્ધિથી જાણી લેવું. ૨૮

न तिथिर्न च नक्षत्रं वारो ग्रहदेवताः
न च विष्टिर्व्यतीपातो वैधृत्याद्यास्तथैव च ॥२९॥

સ્વરોદયમાં તિથી, નક્ષત્ર, વાર, ગ્રહ, દેવતા, ભદ્રા, વ્યતિપાત અને વૈધૃત—આદિનો દોષ નથી. ૨૯

कुयोगो नास्ति को देवि भविता वा कदाचन।
प्राप्ते स्वरबले शुद्धे सर्वमेव शुभं फलम् ॥३०॥

હે દેવિ ! એમાં કોઇ કુયોગ નથી, અને કદિ થનાર પણ નથી. જ્યારે સ્વરનું શુદ્ધ બળ પ્રાપ્ત થાય, ત્યારે સકળ ફળ શુભ જ થાય છે. ૩૦

देहमध्ये स्थिता नाड्यो बहुरूपाः सुविस्तरात्।
ज्ञातव्याश्च बुधैर्नित्यं स्वदेहज्ञानहेतवः ॥३१॥

દેહના મધ્યમાં અનેક રૂપ અને વિસ્તાર પામેલી ઘણી જ નાડીઓ સ્થિતિ છે. તે સર્વ પોતાના દેહના જ્ઞાન માટે જ વિદ્વાનોએ જાણવી. ૩૧

नाभिस्थानगकंधोर्ध्वमंकुरादेव निर्गताः ।
द्विसप्ततिसहस्राणि देहमध्ये व्यवस्थिताः ॥३२॥

નાભિસ્થાનના મુળના ઉપર અંકુરના સમાન તે નાડિયો નીકળેલી છે અને દેહના મધ્યમાં ૭૨૦૦૦ નાડીઓ છે. ૩૨

नाडीस्था कुंडलीशक्तिर्भुजंगाकारशायिनी ।

ततो दशोर्ध्वगा नाड्यो दशैवाधःप्रतिष्ठिताः॥३३॥

નાડિમાં સ્થિત અને સર્વના સમાન સુતેલી કુંડલી શક્તિ છે. તેનાથી ઉપર દશ નાડિયો ગયેલી છે અને દશ નિચે ગયેલી છે.

द्वे द्वे तिर्यग्गते नाड्यौ चतुर्विंशातिसंख्यया ।
प्रधाना दश नाड्यस्तु दश वायुप्रवाहिकाः॥३४॥

બબે નાડી તિરછી—વાંકી ગયેલી છે. એ પ્રમાણે ચોવીશ નાડી છે. તેમાં દશ નાડી મુખ્ય છે, અને દશ વાયુના પ્રવાહને કરે છે. ૩૪

तिर्यगूर्ध्वास्तथानाड्यो वायुदेहसमन्विताः ।
चक्रवत्संस्थिता देहे सर्वाः प्राणसमाश्रिताः॥३५॥

વક્ર—ઉપર અને નિચે સ્થિત અને વાયુ તથા દેહના આશ્રિત સર્વ નાડિ દેહમાં ચક્રના સમાન સ્થિત છે, અને સર્વ પ્રાણને આધીન છે. ૩૫

तासा मध्ये दश श्रेष्ठा दशानां तिस्र उत्तमाः ।
इडा च पिंगला चैव सुषुम्ना च तृतीयका॥३६॥

એ સર્વ નાડિમાં દશ નાડિ શ્રેષ્ટ છે, અને તે દશમાં આ ત્રણ ઉત્તમ છે. ઇડા, પિંગળા અને સુષુમ્ણા. ૩૬

गाधारी हस्तिजिह्वा च पूषा चैव यशास्विनी ।
अलंबुषा कहूश्चैवं शंखिना दशमी तथा ॥३७॥

ગાંધારી, હસ્તી, જીહ્વા, પૂષા, યશસ્વિની, અલંબુષા, કુહુ અને દશમી શંખીની જાણવી. ૩૭

इडा वामे स्थिता भागे पिंगला दक्षिणे स्मृता ।
सुषुम्ना मध्यदेशे तु गांधारी वामचक्षुषि ॥३८॥

ઇડાનાડિ ડાબા ભાગમાં, પિંગલા દક્ષિણ—જમણા ભાગમાં અને સુષુમ્ના મધ્ય દેશમાં અને ગાંધારી ડાબી આંખમાં જાણવી. ૩૮

दक्षिणे हस्तिजिह्वा त्र पुषा कर्णे च दक्षिणे ।
यशस्विनी वामकर्णे आनने चाप्यलंबुषा ॥३९॥

જમણી આંખમાં હસ્તિ, જીહ્વા, જમણા કાનમાં પૂષા, ડાબા કાનમાં યશસ્વિની અને મુખમાં અલંબુષા જાણવી. ૩૯

कुहुश्च लिंगदेशे तु मुलस्थाने तु शंखिनी ।
एवं द्वारं समाश्रित्य तिष्ठंति दश नाडिकाः॥४०॥

લિંગ દેશમાં કુહુ, અને ગુદાસ્થાનમાં શંખીની જાણવી. આ પ્રકારે શરીરના દ્વારોમાં દશ નાડી રહે છે. ૪૦

इडा पिंगला सुषुम्ना च प्राणमार्गे समाश्रिताः ।
एता हि दश नाड्यस्तु देहमध्ये व्यवस्थिताः॥४१॥

ઈડા, પિંગળા અને સુષુમ્ણા એ ત્રણે પ્રાણ માર્ગમાં આશ્રિત છે. એ દશ નાડી દેહના મધ્યમાં સ્થિત છે. ૪૧

नामानि नाडिकाना तु वातानां तु वदाम्यहम् ।
प्राणोऽपानः समानश्च उदानो व्यान एव च॥४२॥

નાડીયોને આશ્રય જે વાયુ છે, તેઓનાં નામ હું કહું છું, તે શ્રવણ કરો, પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન. ૪૨

नागः कूर्मोऽथ कृकलो देवदत्तो धनंजयः ।
हृदि प्राणो वसेन्नित्यमपानो गुदमंडले ॥४३॥

નાગ, કુર્મ કૃકલ, દેવદત્ત તથા ધનંજય અને પ્રાણ

વાયુ હૃદયમાં અને અપાન ગુદામંડલમાં સદા રહે છે. ૪૩

**समानो नाभिदेशे तु उदानः कंठमध्यगः ।**
**व्यानो व्यापी शरीरेषु प्रधाना दश वायवः॥४४॥**

સમાન નાભી દેશમાં, ઉદાન કંઠના મધ્યમાં, અને આખા શરીરમાં વ્યાપી, વ્યાન વાયુ થાય છે. એ દસ વાયુ મુખ્ય છે. ૪૪

**प्राणाद्याः पंच विख्याता नागाद्याः पंच वायवः ।**
**तेषामपि च पंचानां स्थानानि च वदाम्यहम्॥४५**

પાંચ પ્રાણ—આદિ અને પાંચ નાગ—આદિ છે. એ નાગ—આદિ પાંચેનાં પણ હું સ્થાન કહું છું. ૪૫

**उद्गारे नाग आख्यातः कूर्म उन्मीलने स्मृतः ।**
**कृकलः क्षुतकृज्ज्ञेयो देवदत्तो विजृंभणे ॥४६॥**

ઉદ્‌ગારમાં નાગવાયુ, અને નેત્રોના ઉન્મીલનમાં કુર્મ અને છીંકવામાં કૃકલ અને બગાસું ખાવામાં દેવદત્ત વાયુ જાણવો. ૪૬

**न जहाति मृतं वापि सर्वव्यापी धनंजयः ।**
**एते नाडीषु सर्वासु भ्रमंते जीवरूपिणः॥४७॥**

અને આખા શરીરમાં વ્યાપી ધનંજય વાયુ મૃત શરીરને પણ ત્યાગતો નથી. જીવ રૂપી એ દશ વાયુ સર્વ નાડીયોમાં ભમ્યા કરે છે. ૪૭

**प्रकटं प्राणसंचारं लक्षयेद्देहमध्यतः ।**
**इडापिंगलासुषुम्नाभिर्नाडीभिस्तिसृभिर्बुधः॥४८॥**

દેહમાં જે પ્રગટ પ્રાણનો સંચાર છે, તેને ઇડા, પિંગલા અને સુષુમ્ણા એ ત્રણ નાડીયોથીજ બુદ્ધિમાન મનુષ્ય જાણે છે. ૪૮

इडा वामे च विज्ञेया पिंगला दक्षिणे स्मृता ।
इडा नाडी स्थिता वामा ततो व्यस्ता च पिंगला४९

વામ—ડાબા ભાગમાં ઇડા અને પિંગલા જમણા ભાગમાં કહેલી છે, ઇડાનાડી વામરૂપથી સ્થિત છે, અને વ્યસ્ત ઉલટી પિંગળા સ્થિત છે. ૫૯

इडायां तु स्थितश्चंद्रः पिंगलायां च भास्करः ।
सुषुम्ना शंभुरूपेण शंभुर्हंसस्वरुपतः ॥ ५० ॥

ઇડામાં ચંદ્રમા સ્થિત છે, અને પિંગળામાં સુર્ય અને સુષુમ્ણા હંસરૂપથી સ્થિત છે અને હંસ શંભુરૂપથી સ્થિત છે. ૫૦

हकारो निर्गमे प्रोक्तः सकारेण प्रवेशनम् ।
हकारः शिवरुपेण सकारः शक्तिरुच्यते ॥५१॥

સ્વરના નિકળવામાં હકાર કહેલો છે, અને પ્રવેશમાં સકાર, હકાર શિવરૂપ કહેલો છે અને સકાર શક્તિ રૂપ કહેલો છે. ૫૧

शक्तिरुप स्थितश्चंद्रो वामनाडीप्रवाहकः ।
दाक्षनाडीप्रवाहश्च शंभुरुपो दिवाकरः ॥५२॥

વામ નાડીનો પ્રવાહક ચન્દ્ર શક્તિરૂપથી સ્થિત છે, અને જમણી નાડીનો પ્રવાહક શંભુરૂપ સૂર્ય સ્થિત છે. ૫૨

श्वासे सकारसंस्थे तु यद्दानं दीयते बुधैः ।
तद्दानं जीवलोकेऽस्मिन् कोटिकोटिगुणं भवेत्।५३।

જ્યારે શ્વાસ સકારમાં સ્થિત હોય, તે સમય ને બુદ્ધિમાન મનુષ્ય દાન આપે તો તે દાન આ જીવ લોકમાં કરોડગણું ફળ આપે છે. ૫૩

अनेन लक्षयेद्योगी चैकचितः समाचितः ।
सर्वमेत्र विजानीयान्मार्गे वै चंद्रसूर्ययो ॥५४॥

એકાગ્ર ચિત્ત અને સાવધાન યોગી આ માર્ગથી જુવે છે. અને ચંદ્રમા તથા સૂર્યના માર્ગમાંજ સર્વને જાણી લીએ છે. ૫૪

ध्यायेत्तत्त्वं स्थिरे जीवे अस्थिरे न कदाचन ।
इष्टसिद्धिर्भवेत्तस्य महालाभो जयस्तथा ॥५५॥

મનુષ્યે જે સમય જીવ સ્થિર હોય, તે સમય તત્વનું ધ્યાન કરવું. અસ્થિર મન હોય ત્યારે કદિપણુ તત્વનું ધ્યાન કરવું નહિ તેથી ઇષ્ટની સિદ્ધિ થાય છે અને મહાન લાભ તથા તથા જય થાય છે. ૫૫

चंद्रसुर्यसमभ्यासंयेकुर्वंतिसदानराः ।
अतीतानागतज्ञानंतेषांहस्तगतंभवेत् ॥५६॥

જે મનુષ્ય સદા ચંદ્ર અને સુર્ય સ્વરનો સારી રીતે અભ્યાસ કરે છે, તેને ભૂત અને ભવિષ્યવત જ્ઞાન હસ્તગત થઇ જાય છે. ૫૬

वामेचामृतरुपास्याज्जगदाप्यायनंपरम् ।
दक्षिणेचरभागेनजगदुत्पादयेत्सदा ॥ ५७ ॥

ડાબા ભાગની નાડી ઇડા અમૃત રૂપ અને સકળ જગતની પોષક છે, અને જમણા ચાર પગની પિંગળા નાડી હમેશાં જગતને ઉત્પન્ન કરે છે. ૫૭

मध्यमाभवतिक्रूरादुष्टासर्वत्रकर्मसु ।
सर्वत्रशुभकार्येषुवामाभवतिसिद्धिदा ॥५८॥

અને મધ્યમા—સુષુમણા નાડી ક્રૂર અને સર્વ કર્મોમાં

દુષ્ટ હોય છે. અને વામા નાડી સકળ શુભ કાર્યોમાં સિદ્ધિને આપવાવાળી છે ૫૮

निर्गमे तु शुभा वामा प्रवेशे दक्षिणा शुभा ।
चंद्रः समस्तु विज्ञेयो रविस्तु विषमः सदा ॥५९॥

અને ગમન—પ્રયાણ સમયે વામ નાડી અને પ્રવેશ સમયે દક્ષિણ શુભ હોય છે. અને ચન્દ્રને સમ અને સુર્યને વિષમ સદા જાણવો. ૫૯

चंद्रः स्त्री पुरुषः सुर्यश्चंद्रो गौरोऽसितो रविः ।
चंद्रनाडीप्रवाहेण सौम्यकार्याणि कारयेत् ॥६०॥

ચન્દ્ર સ્ત્રી અને સુર્ય પુરૂષ અને ચંદ્ર ગૌરવર્ણ અને સુર્ય કૃષ્ણવર્ણ જાણવો. અને જ્યારે ચંદ્રમાની નાડીનો પ્રવાહ હોય, તે સમય સૌમ્ય કાર્યો કરવાં. ૬૦

सुर्यनाडी प्रवाहेण रौद्रकर्माणि कारयेत् ।
सुषुम्नायाः प्रवाहेण भुक्तिमुक्तिफलानि च ॥६१॥

અને સુર્ય નાડિના પ્રવાહમાં રૌદ્ર (ક્રૂર) કર્મો કરવાં. અને સુષુમ્ણાના પ્રવાહમાં ભોગ અને મુક્તીફળને આપવાવાળાં કાર્યો કરવાં. ૬૧

आदौ चंद्रः सिते पक्षे भास्करो हि सितेतरे ।
प्रतिपत्तो दिनान्याहुस्त्रीणि त्रीणि कृतोदयौ ॥६२॥

શુકલપક્ષમાં પ્રથમ ચંદ્રમાનો સ્વર અને કૃષ્ણ પક્ષમાં પ્રથમ સૂર્યનો ચાલે છે. અને પ્રતિપદાથી લઇને ત્રણ ત્રણ દિવસ ચંદ્રમા અને સૂર્યનો સ્વર બળવાન થાય છે. ૬૨

सार्धद्विघटिको ज्ञेयः शुक्ले कृष्णे शशी रविः ।
वहत्येकादिनेनैव यथाषष्टिघटिः क्रमात् ॥६३॥

અને અઢી અઢી ઘડી શુકલપક્ષમાં ચંદ્રમા અને અઢી અઢી ઘડી કૃષ્ણપક્ષમાં સૂર્ય એક દિવસમાં સાઠ ઘડી પર્યંત વહે છે, અર્થાત્ અંતે સ્વરોની ક્રમવાર ચોવીશ આવૃત્તિ થાય છે. ૬૩

**वहेयुस्तद्धटीमध्ये पंत्र तत्वानि निर्दिशेत् ।**
**प्रतिपत्तौ दिनान्याहुर्विपरीते विवर्जयेत् ॥६४॥**

અને એ પ્રત્યેક અઢી અઢી ઘડિયોમાં પાંચે તત્વ વહે છે અને પ્રતિપદાથી માંડીને જે ચંદ્ર અને સુર્યના દિવસ કહેલા છે, તેનાથી વિપરીત હોય અર્થાત્ ચન્દ્રમાના સ્વરમાં સૂર્ય અને સૂર્યના સમયમાં ચન્દ્રમાનો સ્વર ચાલે તો તેનો ત્યાગ કરવો. કેમ કે તે અશુભ છે. ૬૪

**शुक्लपक्षे भवेद्वामा कृष्णपक्षे च दक्षिणा**
**जानीयात्प्रतिपत्पूर्वं योगी तद्यतमानसः ॥ ६५ ॥**

શુકલપક્ષમાં પ્રતિપદાથી લઇને પ્રથમ વામા અને કૃષ્ણપક્ષમાં પ્રથમ દક્ષિણા નાડીને યોગી એકાગ્ર અંતઃકરણથી જાણે છે. ૬૫

**शशांक वारयेद्रात्रौ दिवा वारय भास्करम्**
**इत्यभ्यासरतो नित्यं स योगी नात्र संशयः ॥६६॥**

રાત્રી વેળાએ ચંન્દ્રસ્વરને અને દિવસે સુર્યસ્વરને નિવારણ કરે. આ પ્રકારે અભ્યાસમાં જે તત્પર છે, તે યોગી છે, તેમાં સંશય નથી.

**सुर्येण बध्यते सुर्यश्चंद्रश्चंद्रेण बध्यते**
**यो जानाति क्रियामेतां त्रैलोक्यं वशगं क्षणात्६७**

સૂર્યના સ્વરથી સૂર્ય અને ચન્દ્રમાના સ્વરથી ચન્દ્ર બંધ થાય છે. અને જે મનુષ્ય આ ક્રિયાને જાણે છે, તેના

વશમાં ત્રણે લોક ક્ષણુવારમાં થઈ જાય છે. ૬૭

उदयं चंद्रमार्गेण सुर्येणास्तमनं यदि ।
तदा तु गुणसंघाता विपरीतं विवर्जयेत ॥६८॥

જો ચન્દ્રમાના સ્વરમાં સૂર્યનો ઉદય થાય, અને સૂર્યના સ્વરમાં અસ્ત થાય, તો તે સમય અનેક ગુણોના સમૂહ ઉત્પન્ન થાય છે, અને એથી વિપરીત હોય તો ત્યાગ કરવો. ૬૮

गुरुशुक्रबुधेंदूनां वासरे वामनाडिका ।
सिद्धिदा सर्वकार्येषु शुक्लपक्षे विशेषतः ॥६९॥

ગુરૂ, શુક્ર, બુધ અને સોમ એ ચારેમાં વામ નાડી સર્વ કાર્યોમાં સિદ્ધિને દેવાવાળી છે. અને જો શુકલપક્ષમાં એ હોય તો વિશેષ ફળ થાય છે. ૬૯

अर्कागारकसौरीणां बासरे दक्षनाडिका ।
स्मर्तव्या चारकार्येषू कृष्णपक्षे विशेषतः ॥ ७० ॥

રવી, મંગળ અને શનિ એ વારોમાં દક્ષિણ નાડીનું સ્મરણુ ચાર કાર્યોમાં કરવું. અને તેનું ફળ કૃષ્ણપક્ષમાં વિશેષે કરી થાય છે. ૭૦

प्रथमं वहते वायुर्द्धितीयं च तथाऽनलः ।
तृतीयं वहते भूमिश्चतुर्थं वारुणी वहेत् ॥७१॥

પ્રથમ વાયુ તત્ત્વ વહે છે. બીજુ અગ્નિ તત્ત્વ. ત્રીજું ભુમિ તત્ત્વ વહે છે. ચોથુ વરૂણ તત્ત્વ અને પાંચમું આકાશ તત્ત્વ વહે છે. ૭૧

सार्द्धद्विघटिके पंच क्रमेणेवोदयंति च ।
क्रम दैकनाडयां च तत्त्वानां पृथमुद्भवः॥ ७२

અઢી ઘડીમાં પૂર્વોક્ત પાંચે તત્ત્વ ક્રમ પૂર્વક ઉદય થાય છે. અને એકેક નાડીમાં પણ ક્રમવાર પૃથક પૃથક પાંચે તત્ત્વ ઉદય પામે છે. ૭૨

अहोरात्रस्य मध्ये तु ज्ञेया द्वादश संक्रमाः ।
वृषकर्कटकन्यालिमृगमीना निशाकरे ॥७३॥

અને રાત્રિ તથા દિવસમાં ચન્દ્ર અને સૂર્યની બાર સંક્રાંતિ જાણવી. તેમાં વૃષ, કર્ક, કન્યા, વૃશ્ચિક; મકર, અને મીન એ સંક્રાંતિ ચન્દ્રમાની હોય છે. ૭૩

मेषसिंहौ च कुंभश्च तुला च मिथुनं धनम् ।
उदये दक्षिणे ज्ञेयः शुभाशुभविनिर्णयः ॥७४॥

મેષ, સિંહ, કુંભ, તુલા, મિથુન અને ધન એ સંક્રાંતિ સૂર્યની જાણવી. આ પ્રકારે ઉદય અને દક્ષિણનાં શુભ અશુભ ફળનો નિર્ણય જાણવો. ૭૪

तिष्ठेत्पूर्वोत्तरे चंद्रो भानुः पश्चिमदक्षिणे ।
दक्षनाड्याः प्रसारेतु न गच्छेद्याम्यपश्चिमे ॥७५॥

પૂર્વ અને ઉત્તરમાં ચન્દ્રમા રહે છે અને પશ્ચિમ અને દક્ષિણમાં સૂર્ય રહે છે. દક્ષિણ નાડિના પ્રવાહ—સ્વરમાં દક્ષિણ અને પશ્ચિમમાં ન જવું. ૭૫

वामाचारप्रवाहे तु न गच्छेत्पुर्वेउत्तरे ।
परिपंथिभयं तस्य गतोऽसौ न निवर्त्तते ॥७६॥

અને વામ નાડીના પ્રચારમાં પૂર્વે અને ઉત્તરમાં ન જવું અને જો જાય તો તેને શત્રુનો ભય ઉત્પન્ન થાય છે, એટલુંજ નહિ, પરંતુ ગયેલો પુનઃ આવતો નથી. ૭૬

तत्र तस्मान्न गंतव्यं बुधैः सर्वहितैषिभिः ।
तदा तत्र तु संयाते मृत्युरेव न संशयः ॥७७॥

તે માટે સર્વના હિતેચ્છુએ તે સમય ન જવું. જો તે સમયમાં જાય તો નિઃસંદેહ મરણ થયા વગર રહે નહિ. ૭૭

शुक्लपक्षे द्वितीयायामर्के वहति चंद्रमाः ।
दृश्यते लाभदः पुंसां सौम्ये सौख्यं प्रजायते ७८॥

જો શુકલપક્ષની દ્વિતીયાને દિવસે સૂર્યના પ્રવાહમાં ચન્દ્ર વહે તો પુરૂષોને લાભદાયક થાય છે. અને તે સમય સૌમ્ય કાર્ય કરવામાં આવે તો સુખ થાય છે. ૭૮

सूर्योदये यदा सूर्यश्चंद्रश्चंद्रोदये भवेत् ।
सिध्यंति सर्वकार्याणि दिवारात्रिगतान्यपि ॥७९॥

જે સમય સૂર્યના ઉદયમાં સૂર્ય અને ચન્દ્રમાના ઉદયમાં ચન્દ્રમાનોજ સ્વર હોય, તે સમય દિવસ તથા રાત્રિમાં કરેલા સર્વ કામ સિદ્ધ થાય છે. ૭૯

चंद्रकाले यदा सुर्यः सुर्यश्चंद्रोदये भवेत् ।
उद्वेगः कलहो हानिः शुभं सर्वं निवारयेत् ॥८०॥

જે સમય ચન્દ્રમાના સમયમાં સૂર્ય અને સૂર્યના સમયમાં ચન્દ્રમા હોય ત્યારે ઉદ્વેગ, કલહ અને હાનિ થાય છે, અને સકળ શુભની નિવૃત્તિ થાય છે. ૮૦

सुर्यस्य वाहे प्रवदंति विज्ञा
ज्ञानं ह्यगम्यस्य तु निश्चयेन ।
श्वासेन युक्तस्य तु शीतरश्मेः
प्रवाहकाले फलमन्यथा स्यात् ॥ ८१ ॥

બુદ્ધિમાન્ મનુષ્ય સૂર્યના પ્રવાહમાં અગમ્ય વસ્તુનું જ્ઞાન નિશ્ચય પૂર્વક કહે છે, અને જો ચન્દ્રમાના શ્વાસનો પ્રવાહ હોય તો અન્યથા ફળ થાય છે; અર્થાત્ અગમ્ય વસ્તુનું જ્ઞાન થતું નથી. ૮૧

# अथ स्वरविपर्यासे फलम् ।

यदा प्रत्युषकालेन विपरीतोदयो भवेत् ।
चन्द्रस्थाने वहत्यर्को रविस्थाने च चंद्रमाः ॥८२॥

## વિપરીત લક્ષણ.

જે દીવસ પ્રાતઃકાળથીજ વિપરીત સ્વરનો ઉદય હોય અર્થાત્ ચન્દ્રના સ્થાનમાં સૂર્ય અને સૂર્યના સ્થાનમાં ચંદ્ર વહે, તે સમય પ્રમાણે ફળ જાણવું. ૮૨

प्रथमे मनउद्वेगं धनहानिर्द्वितीयके ।
तृतीये गमनं प्रोक्तमिष्टनाशश्चतुर्थके ॥८३॥

પ્રથમમાં મનનો ઉદ્વેગ, બીજામાં ધનની હાનિ, અને ત્રીજામાં ગમન અને ચોથામાં ઇષ્ટનો નાશ થાય છે. ૮૩

पंचमे राजविध्वंसं षष्ठे सर्वार्थनाशनम् ।
सप्तमे व्याधिदुःखानि अष्टमे मृत्युमादिशेत् ॥८४

પાંચમામાં રાજ્યનો વિધ્વંસ, છઠ્ઠામાં સકળ અર્થોનો નાશ, સાતમામાં વ્યાધિ અને દુઃખ, અને આઠમામાં મૃત્યુ થાય છે એમ કહેલું છે. ૮૪

कालत्रये दिनान्यष्टौं विपरीतं यदा वहेत् ।
तदा दुष्टफलं प्रोक्तं किंचिन्न्यूनं तु शोभनम् ॥८५॥

પ્રભાતે, મધ્યાન્હે અને સાયંકાળે એ ત્રણે કાળમાં જો પૂર્વોક્ત વિપરીત સ્વરોનો ઉદય જો બરાબર આઠ દીવસ સુધી ચાલે તો તે સમય દુષ્ટ ફળ કહેલું છે. જો જરા ન્યુનતાથી વિપરીત ચાલે તો તે શુભ ફળ જાણવું. ૮૫

प्रातर्मध्यान्हयोश्चंद्रः सायंकाले दिवाकरः ।
तदा नित्यं जयो लाभो विपरीतं विवर्जयेत् ॥८६॥

જે દિવસે પ્રભાતે અને મધ્યાન્હે ચન્દ્રનો સ્વર અને સાયંકાળે સૂર્યનો સ્વર ચાલે, તો તે દિવસ જય અને લાભ થાય છે. અને જો વિપરીત ચાલે તો તેનો ત્યાગ કરવો; કારણ કે તે અનર્થને આપનાર છે. ૮૬

वामे वा दक्षिणे वापि यत्र संक्रमते शिवः ।
कृत्वा तत्पादमादौ च यात्रा भवति सिद्धिदा॥८७॥

પ્રયાણ સમયે વામ વા દક્ષિણ જે સ્વર ચાલતો હોય, તે ચરણને પ્રથમ આગળ રાખીને અર્થાત તે ચરણ વડે ચાલીને પ્રયાણ કરે, તો તે પ્રયાણ સિદ્ધિને આપનાર છે. ૮૭

चंद्रः समपदः कार्योरविस्तु विषमः सदा ।
पूर्णपादं पुरस्कृत्य यात्रा भवति सिद्धिदा ॥८८॥

ચન્દ્રનો સ્વર ચાલતો હોય તો સમ પદ. ૨–૪–૬ આદિ આગળ રાખવાં અને સૂર્યનો સ્વર જો ચાલતો હોય તો વિષમ પદ. ૧—૩—૫ આદિ આગળ રાખવાં. આ પ્રકારે પુર્ણ પાદ આગળ રાખવાથી યાત્રા સિદ્ધિને આપનારી થાય છે. ૮૮

यत्रांगे वहते वायुस्तगदंकरसत्तलात् ।
सुप्तोत्थितो मुखं स्पृष्ट्वा लभते वांछित फलम् ॥८९॥

જે અંગનો સ્વર ચાલતો હોય, તે અંગના હાથના તલથી શયનથી ઉઠીને મનુષ્ય મુખનો સ્પર્શ કરે, તો વાંછિત ફળની પ્રાપ્તી થાય છે. ૮૯

परदत्ते तथा ग्राह्ये गृहान्निर्गमनेऽपि च ।
यदंगे वहते नाडी ग्राह्यं तेन करांघ्रिणा ॥९०॥

અન્યને દાન દેવામાં તથા પોતાને લેવામાં અથવા ઘરથી બહાર જવામાં જે અંગની નાડી ચાલતી હોય, તે

હાથ અથવા પગ આગળ મુકીને વસ્તુને ગ્રહણ કરે તો ૯૦

न हानिः कलहो नैव कंटकैर्नापि भिद्यते ।
निवर्तते सुखी चैव सर्वोपद्रावविवर्जितः ॥ ९१ ॥

હાનિ થતી નથી, કલહ થતો નથી, શત્રુ તેને કાંઇ નુકશાન કરી શકતો નથી, અને સર્વદા સુખી રહે છે. અને નાના પ્રકારના ઉપદ્રવો રહિત રહે છે. ૯૧

गुरुबंधुपामात्येष्वन्येषु शुभदायिनि ।
पूर्णांगे खलु कर्तव्या कार्यसिद्धिर्मनः स्थिता॥९२॥

ગુરૂ, બંધુ, રાજા અને મંત્રી—આદિથી શુભકાર્યની સિદ્ધિ કરવી હોય તો પૂર્ણ હાથથી અર્થાત્ હાથમાં કાંઇ પણ ફળ લઇને કરવી. એ સિદ્ધિ મનવાંછિત ફળ આપનાર છે. ૯૨

अग्निचोराधर्मधर्मा अन्येषां वाधिनिग्रहः ।
कर्तव्याः खलुरिक्तायां जयलाभसुखार्थिभिः।९३।

અગ્નિનો દાહ, ચોર, અધર્મ કાર્ય અને વ્યાધિયો નિગ્રહ—નાશ કરવો હોય, તો ખાલી હાથથીજ, જય, લાભના સુખના અભિલાષી પુરૂષે કાર્ય સિદ્ધ કરવું. ૯૩

दूरदेशे विधातव्यं गमनं तु हिमद्युतौ ।
अभ्यर्णदेशे दीप्ते तु तरणाविति केचन ॥९४॥

કેટલાકોનું એવું કહેવું છે કે—દુર દેશમાં જવું હોય, તો ચંદ્રમાના સ્વરમાં અને સમીપમાં દેશમાં જવું હોય તો સૂર્યના સ્વરમાં ગમન કરવું.

यत्किंचित्पूर्वमुद्दिष्टं लाभादिसमरागमः।
तत्सर्वं पुर्णनाडीषु जायते निर्विकल्पकम्॥९५॥

જે કાંઈ પણ લાભ—આદિ પ્રથમ કહેવામાં આવેલ છે, તે સર્વ યુદ્ધના સમય પણ નિઃસંદેહ થાય છે. પરંતુ નાડી જો પુરેપુરા સ્વરથી ચાલતી હોય તો. ૯૫

शून्यनाड्या विपर्यस्तं यत्पूर्वं प्रतिपादितम् ।
जायते नान्यथा चैव यथा सर्वज्ञभाषितम् ॥९६॥

અને જો શુન્ય નાડી ચાલતી હોય તો તે પુર્વોક્ત ફળ શ્રીશિવજીના કહ્યા પ્રમાણે વિપરિત થાય છે. ૯૬

व्यवहारे खलोच्चाटे द्वेषिविद्यादिवंचके ।
कुपितस्वामिचोराद्ये पूर्णस्थाः स्युर्भयंकराः ॥९७॥

વ્યવહાર, દુષ્ટ મનુષ્યનું ઉચ્ચાટન, વૈરી, વિદ્યા—આદિથી ઠગાઇ કરવી, સ્વામીનો કોપ, અને ચોરિ આદિ ક્રૂર કામોમાં, પુર્ણ સ્વર ભયકર્ત્તા છે, એટલે તેવા કામમાં પૂર્ણ સ્વર સારો નથી. ૯૭

दूराध्वनि शुभश्चंद्रो निर्विघ्नोऽभीष्टसिद्धिदः ।
प्रवेशकार्यहेतौ च सूर्यनाडी प्रशस्ते ॥ ९८ ॥

જે મનુષ્ય દુર જવા ઇચ્છા રાખતો હોય, તેને ચંન્દ્રનો સ્વર શુભ છે. અને તે નિર્વિઘ્ન વાંછિતની સિદ્ધિ આપે છે, અને પ્રવેશના કાર્યમાં સૂર્યની નાડી ઉત્તમ હોય છે. ૯૮

अयोग्ये योग्यता नाड्या योग्यस्थानेऽप्ययोग्यता।
कार्यानुबंधनो जीवो यथारुद्रस्तथा चरेत् ॥९९॥

અયોગ્ય કાર્યમાં નાડીની યોગ્યતા અને યોગ્ય કાર્યમાં અયોગ્યતાને કાર્યનો અનુબંધી જીવ પ્રાપ્ત થાય છે માટે જેવો સ્વર હોય, તેવુંજ મનુષ્યે આચરણ કરવું. ૯૯

चंद्रचारे विषं हते सूर्यो बलिवशं नयेत् ।

सुषुम्णायां भवेन्मोक्षएकोदेवस्त्रिधा स्थितः॥१००॥

ચન્દ્રનો સ્વર ચાલે તો કોઇના કરેલા અપરાધને પણ મનુષ્ય સહન કરી લે છે, અને જો સૂર્યનો સ્વર ચાલે તો બળવાન પણ વશમાં થઇ જાય છે, અને સુષુમ્ણા નાડીનો સ્વર હોય તો મોક્ષ થાય છે. આ પ્રમાણે એક દેવસ્વર ત્રણ પ્રકારથી સ્થિર છે. ૧૦૦

शुभान्यशुभकार्याणि क्रियंतेऽहर्निशं यदा ।
तदा कार्यानुरोधेन कार्यं नाडीप्रचालनम्॥१०१॥

જે સમય રાત અને દિવસ શુભ અને અશુભ કાય કરે જાય, ત્યારે કાર્યના અનુસાર નાડી ચલાવવી. ૧૦૧

## अथ इडाफलम् ।

स्थिरकर्मण्यलंकारे दुराध्वगमने तथा ।
आश्रमे धर्मप्रासादे वस्तूनां संग्रहेऽपि च ॥१०२॥

ઈડા.

સ્થિર કાર્યમાં, આભૂષણ, દુર માર્ગે જવું, આશ્રમ; ધર્મ, મંદિર અને ઘરની વસ્તુઓનો સંગ્રહ કરવામાં અને ૧૦૨

वापीकूपतडागादिप्रतिष्ठास्तंभदेवयोः ।
यात्रादाने विवाहे च वस्त्रालंकारभुषणे ॥१०३॥

વાવ, કુવા, તળાવ, દેવ અને સ્તંભની પ્રતીષ્ટા તથા યાત્રા, દાન, વિવાહ, વસ્ત્ર અલંકાર, ભુષણ એમાં. ૧૦૩

शांतिके पौष्टिके चैव दिव्यौषधिरसायने ।
स्वस्वामिदर्शने मित्रे वाणिज्ये कणसंग्रहे ॥१०४॥

શાંતિ અને પુષ્ટિનાં કર્મ, દિવ્ય ઓષધી, રસાયન

પોતાનાં સ્વામીનાં દર્શન, મિત્ર, વ્યાપાર અને અનાજના સંગ્રહમાં. ૧૦૪

गृहप्रवेशे सेवायां कृषौ च बीजवापने ।
शुभकर्माणि संधौ च निर्गमे स शुभः शशी॥१०५॥

ગ્રહ પ્રવેશ, સેવા, ખેતી, બીજનું લાવવું, શુભ કર્મ અને સંધિ, તથા ગમન એમાં ચન્દ્રમાનો સ્વર. ૧૦૫

विद्यारंभादिकार्येषु बांधवानां च दर्शने ।
जन्ममोक्षे च धर्मे च दीक्षायां मंत्रसाधने ।१०६।

અને વિદ્યારંભ—આદિ કાર્યોમાં તથા બાંધવોનાં દર્શનમાં, જન્મ અને મોક્ષમાં, ધર્મમાં, યજ્ઞ આદિની દીક્ષામાં અને મંત્રની સિદ્ધિમાં ૧૦૬

कालविज्ञानसुत्रे तु चतुष्पादगृहागमे ।
कालव्याधिचिकित्सायां स्वामिसंबोधने तथा॥१०७।

કાળનું જ્ઞાન તથા સૂત્ર અને પશુના ઘરમાં આવાગમનમાં, કાળના વ્યાધિની ચિકિત્સામાં અને સ્વામીને બોલાવવામાં. ૧૦૭

गजाश्वारोहणे धन्विगजाश्वानां च बंधने ।
परोपकरणे चैव निधीनां स्थापने तथा ॥१०८॥

હાથી તથા ઘોડાની સ્વારી, ધનુષ ધારણ કરવું, હાથી તથા ઘોડાને બાંધવામાં, પારકાનો ઉપકાર કરવામાં અને ખજાનાનું સ્થાપન કરવામાં ૧૦૮

गीतवाद्यादिनृत्यादौ नृत्यशास्त्रविचारणे ।
पुरग्रामनिवेशे च तिलकक्षेत्रधारणे ॥ १०९ ॥

ગીત, વાજીંત્ર, નૃત્ય અને નૃત્ય શાસ્ત્રનો વિચાર

પુર અને ગામમાં પ્રવેશ, તિલક કરવું, ખેતર રાખવું એમાં પણ ચંન્દ્રની નાડિ ઇડા શુભ ફળ આપનારી છે. ૧૦૯

आर्तिशोकविषादे च ज्वरिते मूर्च्छितेऽपि वा ।
स्वजनस्वामिसंबंधे अन्नादेर्दारुसंग्रहे ॥ ११० ॥

રોગ, શોક, ઉદાશી, જ્વરની પીડા, મુચ્છો, પોતાનાં જન અને સ્વામીના સબંધમાં તથા અનાજ અને લાકડાં સંગ્રહમાં પણ ચન્દ્રની નાડી શ્રેષ્ટ છે. ૧૧૦

स्त्रीणां दन्तादिभूषायां वृष्टेरागमने तथा ।
गुरुपूजाविषादीनां चालने च वरानने ॥ १११ ॥

સ્રીયોને દાંત—આદિનું ભૂષણ, વૃષ્ટિનું આવવું, ગુરૂ પુજા, અને વિષ—આદિને બાહાર કાઢવું એમાં હે પાર્વતી! ચન્દ્રની નાડી શ્રેષ્ટ છે. ૧૧૧

इडायां सिद्धिदं प्रोक्तं योगाभ्यासादिकर्म च ।
तत्रापि वर्जयेद्वायुं तेज आकाशमेव च ॥११२॥

ઇડા નાડીમાં યોગ્યાભ્યાસ આદિ કર્મ સિદ્ધિને આપનાર કહેલ છે; તોપણ ઇડાનાડીમાં જ્યારે વાયુ અને આકાશ તત્વ વહેતાં હોય ત્યારે તો ઈડાનો પણ ત્યાગ કરવો. ૧૧૨

सर्वकार्याणि सिद्ध्यंति दिवारात्रिगतान्यपि ।
सर्वेषु शुभकार्येषु चंद्रचारः प्रशस्यते ॥ ११३ ॥

દિવસ અને રાત્રિનાં સર્વ કામ ઇડાનાડિમાં સિદ્ધ થાયછે. અને બધાં શુભકાર્યોમાં ચન્દ્રમાની નાડી ઉત્તમ હોય છે. ૧૧૩

———o———

अथ पिंगलाफलं कथ्यते ।

काठिनक्रूरविद्यानां पठने पाठने तथा ।
स्त्रीसंगवेश्यागमने महानौकाधिरोहणे ॥११४॥

પિંગલા.

કઠણુ, ક્રૂર, મારણુ આદિ વિદ્યા ભણુવી તથા ભણુા-વવી, સ્ત્રી સંગમાં તથા વેશ્યા ગમનમાં તથા વહાણુમાં ચડવામાં. ૧૧૪

भ्रष्टकार्ये सुरापाने वीरमंत्राद्युपासने ।
विह्वलोद्ध्वंसदेशादौ विषदानेच वैरिणाम् ॥११५॥

ભ્રષ્ટ કાર્ય, મદિરાંપાન, વીરમંત્ર—આદિની ઉપાસના, વ્હેવળ થવું, દેશનો વિધ્વંસ, વૈરિયોને વિષ દેવું અને ૧૨૫

शास्त्राभ्यासे च गमने मृगयापशुविक्रये ।
इष्टकाकाष्ठपाषाणरत्नघर्षणदारुणे ॥ ११६ ॥

શાસ્ત્રનો અભ્યાસ, મૃગયા ગમન, પશુઓને વેચવાં, ઈંટ, લાકડાં, પત્થર અને રત્ન—આદિને ઘસવાં અને કા-પવાં, એમાં સુર્ય નાડી પિંગળા શ્રેષ્ટ છે. ૧૧૬

गत्वाभ्यासे यंत्रतंत्रे दुर्गपर्वतरोहणे ।
द्यूते चौर्ये गजाश्वादिरथसाधनवाहने ॥११७॥

ગમનનો અભ્યાસ, યંત્ર, તંત્ર કળા અને પર્વતપર ચડવું, જુગાર, ચોરી કરવી, હાથી, ઘોડા અને રથને સમા-રવા, તથા ચલાવવા એમાં. ૧૧૭

व्यायामे मारणोच्चाटे षट्कर्मादिकसाधने ।
यक्षिणीयक्षवेतालविषभुतादिनिग्रहे ॥११८॥

કસરત, મારણુ—ઉચ્ચાટન, ષટ કર્મોને સિદ્ધ કરવાં,

અને યક્ષિણી, યક્ષ, વેતાળ, વિષ, ભુત-આદિને રોકવામાં ૧૧૮

खरोष्ट्रमहिषादीनां गजाश्वारोहणे तथा ।
नदीजलौघतरणे भेषजे लिपिलेखने ॥११९॥

ગધેડા, ઉંટ, ભેંસ, હાથી અને ઘોડા ઉપર ચડવામાં, નદીના જળના વેગથી પાર ઉતરી જવામાં, ઔષધ કરવામાં અને લખવામાં એટલામાં. ૧૧૯

मारणे मोहने स्तंभे विद्वेषोच्चाटने वशे ।
प्रेरणे कर्षणे क्षोभे दाने च क्रयविक्रये ॥१२०॥

મારવું, મોહ કરવો, રોકવું, વૈર કરવું, ઉચ્ચાટન અને વશમાં કરવું, પ્રેરણ અને ખેતી કરવામાં ક્ષોભ, દાન અને લેણા દેવામાં. ૧૨૦

प्रेताकर्षणविद्वेषशत्रुनिग्रहणेऽपि च
खड्गहस्ते वैरियुद्धे भोगे वा राजदर्शने ॥
भोज्ये स्नाने व्यवहारे दीप्तकार्ये रविः शुभः ॥१२१॥

પ્રેતને બોલાવવામાં, શત્રુનો નિગ્રહ કરવામાં, તલવારના હાથ લેવામાં, શત્રુ સાથેના યુદ્ધ પ્રસંગમાં, ભોગ તથા રાજાના દર્શનમાં, ભોજન, સ્નાન, વ્યવહાર અને પ્રકાશિષ્ટ કાર્યમાં સુર્યની પિંગળ નાડીનો શ્રેષ્ટ કહેલી છે. ૧૨૧

भुक्तमार्गेण मंदाग्नौ स्त्रीणा वश्यादिकर्माणि ।
शयनं सूर्यवाहन कर्तव्यं सर्वदा बुधैः ॥१२२॥

ભોજન દ્વારા મંદાગ્નિ કરવો, સ્ત્રિઓને વશ કરવી અને શયન કરવું, એ સર્વ કાર્યો પંડિતજને સૂર્ય સ્વર ચાલતો હોય ત્યારેજ કરવાં. ૧૨૨

क्रूराणि सर्वकर्माणि चराणि विविधानि च ।
तानि सिद्धयंति सूर्येणनात्र कार्या विचारणा॥१२३॥

સઘળાં ક્રૂર કર્મ અને અનેક પ્રકારનાં ચાર કર્મમાં સર્વ સૂર્યની પિંગળા નાડીમાં સિદ્ધ થાય છે, માટે એમાં કાંઇપણ વિચાર ન કરતાં કાર્ય કરવાં. ૧૨૩

अथ सुषुम्नाफलं कथ्यते ।

क्षणं वामे क्षणं दक्षे यदा वहति मारुतः ।
सुषुम्ना सा च विज्ञेया सर्वकार्यहरा स्मृता॥१२४॥

સુષુમ્ણા.

જો પવન ક્ષણવારમાં વામ ભાગે અને ક્ષણવારમાં દક્ષિણ ભાગમાં ચાલે તો તે સુષુમ્ણા નાડી જાણવી. અને સુષુમ્ણા સર્વ કાર્યોને હરવાવાળી કહી છે. ૧૨૪

तस्या नाड्यां स्थितो वह्निर्ज्वलते कालरूपकः
विषवत्तं विजानीयात्सर्वकार्यविनाशनम् ।१२५।

તે નાડીમાં રહેલ અગ્નિ કાળ રૂપ બળે છે; તે અગ્નિને વિષયુક્ત અને સર્વ કાર્યોનો નાશક જાણવો. ૧૨૫

यदानुक्रममुल्लंघ्य यस्य नाडीद्वयं वहेत् ।
तदा तस्य विजानीयादशुभं नात्र संशयः॥१२६॥

જ્યારે પોત પોતાના સ્વાભાવિક કર્મનું ઉલ્લંઘન કરીને જે પુરૂષની બન્ને નાડી ચાલે ત્યારે તે પુરૂષનું નિઃસંદેહ અશુભ જાણવું. ૧૨૬

क्षणं वामे क्षणं दक्षे विषमं भावमादिशेत् ।
विपरीतं फलं ज्ञेयं ज्ञातव्यं च वरानने ॥१२७॥

ક્ષણવારમાં વામ ભાગ અને ક્ષણવારમાં દક્ષિણ ભા—

ગમાં પવન ચાલે તો તે વિષમ કહેવાય છે, હે પાર્વતી ! તેનું વિપરિત ફળ જાણવું. ૧૨૭

उभयोरेव संचारं विषवत्तं विदुर्बुधाः !
न कुर्यात्क्रूरसौम्याानि तत्सर्वं विफलं भवेत् ।१२८।

બન્ને નાડીઓના સંચારને વિષવાત્ એમ પંડિત લોકો કહે છે. તેમાં ક્રૂર અને સૌમ્ય કર્મ ન કરવું અને જો કરવામાં આવે તો તે સર્વ નિષ્ફળ જાય છે. ૧૨૮

जीविते मरणे प्रश्ने लाभालाभे जयाजये ।
विषमे विपरीते च संस्मरेज्जगदीश्वरम् ॥१२९॥

જીવન, મરણ, પ્રશ્ન, લાભ, અલાભ, જય, પરાજય તે સમયે જો વિષમ અને વિપરીત સ્વર ચાલતો હોય તો જગદીશ્વરનું સ્મરણ કરવું. ૧૨૯

ईश्वरे चिंतिते कार्यं योगाभ्यासादिकर्म च ।
अन्यत्तत्रन कर्त्तव्यं जयलाभसुखैषिभिः ॥१३०॥

ઇશ્વરનું ચિંતવન કરીને તે સમય યોગાભ્યાસ—આદિ કર્મજ કરવાં અને જય, લાભના સુખની આકાંક્ષા વાળાએ તે સમય કાંઈ પણ કામ કરવું નહિ. ૧૩૦

सूर्येण वहमानायां सुषुम्नायां मुहुर्मुहुः ।
शापं दद्याद्वरं दद्यात्सर्वथैव तदन्यथा ॥ १३१ ॥

જ્યારે સૂર્યની નાડી સુષુમ્ણા વારંવાર વહે, તો તે સમય જો શાપ વા વર આપે તો તે નિષ્ફળ જાય છે. ૧૩૧

नाडीसंक्रमणे काले तत्त्वसंगमनेऽपि च ।
शुभं किंचिन्न कर्त्तव्यं पुण्यदानानि कोटिधा।१३२।

નાડીના સંચલન કાળમાં અને તત્ત્વોના સંચલનમાં કોઇપણ શુભ કાર્ય ન કરવું, તેમજ પુણ્ય દાન—આદિ કર્મ પણ ન કરવાં. ૧૩૨

विषमस्योदयो यत्र मनसाऽपि न चिंतयेत् ।
यात्रा हानिकरी तस्य मृत्युःक्लेशो न संशयः १३३

જે સમય વિષય સ્વરનો ઉદય હોય, ત્યારે મનથી પણ કોઈ કાર્યની ચિંતા નહિ. અને જો તે સમય યાત્રા કરવામાં આવે તો તે હાનિકર્ત્તા થઇ પડે છે; એટલુંજ નહિપણ વખતે મરણ વા કલેશ થવા સંભવ છે એમાં જરા પણ સંદેહ નથી. ૧૩૩

पुरो वामोर्ध्वतश्चंद्रो दक्षाधःपृष्ठतो रविः ।
पूर्णरिक्ताविवेकोऽयं ज्ञातव्यो दैशिकैः सदा ।१३४।

જ્યારે પ્રથમ વામ સ્વર અને પછી ચન્દ્ર સ્વર હોય અને પછી દક્ષિણ સ્વરની પાછળ સૂર્ય સ્વરનો ઉદય હોય તો તે બે ક્રમ પૂર્ણ અને ખાલી સદા પંડિતોએ જાણી લેવા.૧૩૪

ऊर्ध्ववामाग्रतो दुतो ज्ञेयो वामपथि स्थितः ।
पृष्ठे दक्षे तथाधस्तात्सूर्यवाहागतः शुभः ॥१३५॥

વામ સ્વરની પછી અથવા પહેલાં જો આવતો દૂત વામ ભાગમાં સ્થિત હોય, અને દક્ષિણ સ્વરની પછી અથવા પહેલાં આવતો દૂત દક્ષીણ ભાગમાં સ્થિત હોય, તો તે શુભ હોય છે. ૧૩૫

अनादिर्विषमः संधिर्निराहारो निराकुलः ।
परे सुक्ष्मे विलीयेत सा संध्या सद्भिरुच्यते।१३६।

અનાદિ જે વિષમ સંધિ સુષુમ્ણા નિરાહાર અને નિરાકુળ થઇને પણ જો સુક્ષ્મબ્રહ્મમાં લીન થઇ જાય; અર્થાત્ એક રસ ચાલતી સુષુમ્ણાથી બ્રહ્મની પ્રાપ્તિ થઈ જાય, તો તે સુષુમ્ણાને સજ્જનો સંધ્યા કહે છે. ૧૩૬

न वेदं वैद इत्याहुर्वेदो वेदो न विद्यते ।
परात्मा विद्यते येन स वेदो वेद उच्यते ॥१३७॥

પંડિતો વેદને વેદ કહેતા નથી, અને વેદ વેદ છે પણ નહિ; પરંતુ જે વડે પરમાત્મા જાણવામાં આવે તેનેજ જ્ઞાનિયો વેદ કહે છે. ૧૩૭

न संध्यासंधिरित्याहुः संध्यासंधिर्निगद्यते ।
विषमः संधिगः प्रणिः स संधिस्संधिरुच्यते १३८

સંધ્યાને સંધિ પંડિત લોકો કહેતા નથી, અને સંધ્યાને સંધિ કહિ પણ શકતા નથી; પરંતુ જ્યારે વિષમ સંધિમાં પ્રાણ હોય, તેજ સંધિ કહેવાય છે. ૧૩૮

श्रीदेव्युवाच । देवदेव महादेव सर्वसंसारतारक ।
स्थितं त्वदीये हृदये रहस्यं वद मे प्रभो ॥१३९॥

પાર્વતીજી પુછે છે કે—હે દેવોના દેવ! હે મહાદેવ હે સર્વ સંસારના તારક! !! જે રહસ્ય આપના હૃદયમાં સ્થિત છે, તે હે પ્રભો! મને કહો. અર્થાત જે ગુપ્તમાં પણ ગુપ્ત વાર્તા છે, અને જેને આપજ જાણો છો, આપ વગર બીજા કોઇ જાણતા નથી, તે મને કહો. ૧૩૯

ईश्वर उवाच ।

स्वरज्ञानरहस्यात्तु न काचिच्चेष्टदेवता ।
स्वज्ञानरतो योगी स योगी परमो मतः॥१४०॥

શ્રી મહાદેવજી કહે છે કે, આ સ્વરજ્ઞાનના રહસ્યથી પર કોઇ ઇષ્ટ દેવતા નથી, જે યોગી સ્વરના જ્ઞાનમાં રહે છે, તેજ યોગી પરમ કહેવાય છે. ૧૪૦

पंचतत्त्वाद्भवेत्सृष्टिस्तत्त्वे तत्त्वं प्रलीयते ।
पंचतत्वं परं तत्त्वं तत्वातीतं निरंजनम् ॥१४१॥

પાંચ તત્ત્વોથી સૃષ્ટિ થાય છે, અને તત્ત્વોમાંજ તત્ત્વ લીન થઈ જાય છે. પાંચ તત્ત્વજ પરમ તૃત્ત્વ છે, અને નિરંજન-બ્રહ્મ તત્ત્વોથી પર છે. ૧૪૧

तत्वानां नाम विज्ञेयं सिद्धियोगेन योगिनाम् ।
ः तानां दुष्टचिह्नानि जानातीह स्वरोत्तमः ।१४२।

યોગી લોકો સિદ્ધિથી પોતાના તત્વોનાં નામ જાણે છે, જે મનુષ્ય સ્વરોનેજ ઉત્તમ સમજે છે, તે સર્વ પ્રાણીઓનાં દુષ્ટ ચિહ્નોને જાણી શકે છે. ૧૪૨

पृथिव्यापस्तथा तेजो वायुराकाशमेव च ।
पंचभुतात्मकं विश्वं यो जानाति स पुजितः१४३।

જે મનુષ્ય પૃથિવી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ ભૂતાત્મક વિશ્વને જાણે છે, તેજ પૂજવા યોગ્ય થાય છે. ૧૦૩

सर्वलोकस्थजीवानां न देहो भिन्नतत्वकः ।
भुर्लोकात्सत्यपर्यंत नाडीभेदः पृथक्पृथक्।१४४।

ભૂલોકથી સત્યલોકપર્યંત સર્વે લોકમાં સ્થિત જેટલા જીવ છે, તેના દેહ ભિન્ન ભિન્ન તત્વરૂપ નથી; પરંતુ નાડીના ભેદ જુદા જુદા છે. ૧૪૪

वामे वा दक्षिणे वाऽपि उदयाः पंच कीर्तिताः।
अष्टधा तत्वविज्ञानं श्रृणु वक्ष्यामि सुंदरि ।१४५।

વામ ભાગ વા દક્ષિણ ભાગમાં પાંચ પાંચ ઉદય કહેલ છે, હે સુંદરિ! એ તત્વોનાં આઠ પ્રકારનાં વિજ્ઞાન હું કહું છું, તે તું શ્રવણ કર. ૧૪૫

प्रथमे तत्वसंख्यानं द्वितीये श्वाससंधयः ।
तृतीये स्वरचिन्हानि चतुर्थो स्थानमेव च ।।१४६।।

પ્રથમ તત્વોની સંખ્યા, બીજો ભેદ શ્વાસની સંધી, ત્રીજો ભેદ સ્વરોનાં ચિહ્‌ન, ચોથો ભેદ સ્વરોનાં સ્થાન. ૧૪૬

पंचमे तस्य वर्णाश्च षष्ठे तु प्राण एव च ।
सप्तमे स्वादसंयुक्ता अष्टमे गतिलक्षणम् ॥१४७॥

પાંચમો ભેદ તત્વોના રંગ, છઠા ભેદમાં પ્રાણ, સાતમામાં સ્વાદનો સંયોગ. અને આઠમા ભેદમાં ગતિનાં લક્ષણ. ૧૪૭

एवमष्टविधं प्राणं बिषुवं तं चराचरम् ।
स्वरात्परतरं देवि नान्यथा त्वंबुजेक्षणे ॥१४८॥

આ પ્રકારે ચરાચરમાં વ્યાપક આઠ પ્રકારનાં પ્રાણ હોય છે. હે દેવિ! સ્વરથી પર બીજું કોઈ પણ જ્ઞાન નથી. ૧૪૮

निरीक्षितव्यं यत्नेन सदा प्रत्युषकाळतः ।
कालस्य वंचनार्थाय कर्म कुर्वंति योगिनः ।१४९।

પ્રભાતથી લઇને સદા સ્વરને જોવા, કેમકે યોગી લોકો કાળક્ષેપને માટે કર્મોને કરે છે; પરંતુ તેને સ્વર અને તત્વની ઓળખાણ રહે છે. ૧૪૯

श्रुत्योरंगुष्ठकौ मध्यांगुल्यौ नासापुटद्वये ।
वदनप्रांतके चान्यांगुलीर्दद्याच्च नेत्रयोः ॥१५०॥

કાનમાં બે અંગુઠા અને બંને નાસિકાના દ્વારમાં, બન્ને મધ્યમાં, મુખના પ્રાન્ત ભાગમાં અને નેત્રોમાં શેષ અંગુલી અર્થાત નેત્રોમાં તર્જની અને અનામિકા અને કનિષ્ઠિકા મુખ પ્રાંતમાં રાખો. ૧૫૦

अस्यातत्तुपृथिव्यादि तत्त्वज्ञानं भवेत्क्रमात् ।
पीतश्वेतारुणश्यामैर्बिंदुभिर्निरुपाधिकम् ॥१५१॥

એના વચમાં પૃથિવી આદિ તત્પોનું જ્ઞાન ક્રમવાર પીત્ત, શ્વેત, લાલ અને શ્યામ બિંદુમાંથી સ્પષ્ટ થાય છે. અર્થાત્ પૃથિવીનો પીતવર્ણ; જળનો સ્વેત, તેજનો લાલ, વાયુનો શ્યામ અને આકાશનો ચિત્ર વર્ણ હોય છે. ૧૫૧

दर्पणेन समालोक्य तत्र श्वासं विनिक्षिपेत् ।
आकारैस्तु विजानीयात्तत्वभेदं विचक्षणः ।१५२।

દર્પણમાં મુખને જોઇને શ્વાસને મુકે, અને આકારોને જોઈને તત્વના ભેદને પંડિત લોકો જાણે છે. ૧૫૨

चतुरस्त्रं चार्धचंद्रं त्रिकोणं वर्तुलं स्मृतम् ।
बिंदुभिस्तु नभोज्ञेयमाकारैस्तत्वलक्षणम् ।।१५३।।

ચતુરસ્ત્ર, અર્ધ ચંદ્રાકાર, ત્રિકોણ, વર્તુલ અને બિંદુઓના આકાર નેત્રોના આગળ જુએ તો, આકાશ તત્વનું લક્ષણ જાણવું. ૧૫૩

मध्ये पृथ्वी ह्यधश्चापश्चोर्ध्वं वहति चानलः ।
तिर्यग्वायुप्रवाहश्च नभो वहति संक्रमे । १५४ ।

મધ્યમાં પૃથિવી અને નીચે જળ અને ઉપર અગ્નિ અને વાયુનો પ્રવાહ વક્ર હોય, અને બે સ્વરોનું સંક્રમ ચાલતું હોય તો આકાશ તત્વનું ચાલવું જાણવું. ૧૫૪

आपः श्वेताः क्षितिः पीता रक्तवर्णो हुताशनः ।
मारुतो नीलजीमूस आकाशः सर्ववर्णकः १५५।।

જળનો સ્વેત વર્ણ, પૃથિવીનો પીત, અગ્નિનો રક્ત અને પવન નીલ મેઘવર્ણ અને આકાશ સર્વ વર્ણ રૂપ હોય છે. ૧૫૫

## अब स्थानपरसे तत्वज्ञान कहते हैं.

स्कंधद्वये स्थितो वन्हिर्नाभिमूले प्रभंजनः ।

जानुदेशे क्षितिस्तोयं पादांते मस्तके नभः ।१५६।

स्थानપરત્વથી તત્વ જ્ઞાનનો પ્રકાર.

બન્ને ખભા ઉપર અગ્નિ, નાભિના મૂળમાં પવન, જાનું દેશમાં પૃથિવી. ચરણુના અંતમાં જળ, અને મસ્તકમાં આકાશ તત્વ સ્થિત રહે છે. ૧૫૬

अब स्वादपरसे तत्वज्ञान कहते हैं.

माहेयं मधुरं स्वादु कषायं जलमेव च ।
तीक्ष्णं तेजः समीरोऽम्लआकाशं कटुकं तथा ।१५७।

સ્વાદથી તત્વ જ્ઞાનનો પ્રકાર.

પૃથિવીનો સ્વાદ મીઠો, જળનો સ્વાદ ખારો, તેજનો સ્વાદ તીખો, પવનનો સ્વાદ અમ્લ, અને આકાશનો સ્વાદ કટુ હોય છે. ૧૫૭

अब मातिपरसे तत्वज्ञान कहते हैं.

अष्टांगुलं वहेद्वायुरनलश्चतुरंगुलम् ।
द्वादशांगुलि माहेयं वारुणं षोडशांगुलम् ॥१५८॥

ગતિથી તત્વજ્ઞાનનો પ્રકાર.

વાયુનો સ્વર આઠ આંગળ, પવનનો ચાર આંગળનો પૃથિવીનો સ્વર બાર આંગળ, અને જળનો સ્વર સોળ આંગળ ચાલે છે. ૧૫૮

उर्ध्वे मृत्युरधः शांतिस्तिर्यगुच्चाटनं तथा ।
मध्ये स्तंभं विजानीयान्नभः सर्वत्र मध्यमम्॥१५९॥

જો ઉર્ધ્વ સ્વર ચાલે તો મૃત્યુ અને નીચો સ્વર ચાલે તો શાન્તિ, વક્ર ચાલે તો ઉચ્ચાટન, મધ્યનો સ્વર ચાલે તો સ્તંભ, એ કામ કરે તે અને આકાશ તત્વનો સર્વ કાર્યોમાં મધ્યમ જાણવું. ૧૫૯

पृथिव्या ।स्थरकर्माणि चरकर्माणि वारुणे ।
तेजसि क्रूरकर्माणि मारणोच्चाटनेऽनिले ॥१६०॥

પૃથિવી તત્વમાં સ્થીરકાર્ય જળમાં ચારકાર્ય, તેજમાં ક્રૂરકાર્ય અને પવનમાં મારણ અને ઉચ્ચાટન કર્મ કરવાથી સીદ્ધ થાય છે. ૧૬૦

व्योम्नि किंचिन्न कर्तव्यमभ्यसेद्योगसेवनम् ।
शून्यता सर्वकार्येषु नात्र कार्या विचारण ॥१६१॥

આકાશમાં કાંઈ પણ કામ ન કરવું; પરંતુ યોગના સેવનનો અભ્યાસ કરવો. અને તેમાં સરવેકામ શુન્ય થાય છે, માટે તેમાં વિચાર પણ ન કરવો. ૧૬૧

पृथ्वीजलाभ्यां सिद्धिःस्यान्मृत्युर्वह्नौ क्षयोऽनिले ।
नभसो निष्फलं सर्वं ज्ञातव्यं तत्ववेदिभिः ॥१६२॥

પૃથિવી અને જળતત્વથી સિદ્ધિ, વન્હિતત્વમાં મૃત્યુ અને પવનમાં ક્ષય—નાશ અને આકાશ તત્વમાં સર્વ કાર્ય નિષ્ફળ તત્વવાદીઓએ જાણુવા. ૧૬૨

चिरलाभः क्षितेर्ज्ञेयस्तत्क्षणे तोयतत्वतः ।
हानिः स्याद्वह्निवाताभ्यां नभसो निष्फलं भवेत्॥१६३॥

પૃથિવી તત્વથી અધિક લાભ થાય, જળ, તત્વથી તતક્ષણ લાભ થાય, વાયુ અને અગ્નિ તત્વથી હાની અને આકાશ તત્વથી નિષ્ફળતા જાણુવી. ૧૬૩

पीतः शनैर्मध्यवाही हनुर्यावद्गुरुध्वनिः ।
कवोष्णः पार्थिवो वायुः स्थिरकार्यप्रसाधकः १६४॥

પીતવર્ણ ધીમેધીમે વા મધ્યમ ચાલવાવાળો અને હનુપર્યંત જેનો શબ્દ ગુરૂ—ભારી હોય અને જે જરા

ઉષ્ણુ હોય, એવા પૃથિવી સંબંધી વાયુ, સ્વર ને સ્થિત કાર્યોનો સાધક કહે છે. ૧૬૪

अधोवाही गुरुध्वानः शीघ्रगः शीतलः स्थितः ।
यः षोडशांगुलो वायुः स आपः शुभकर्मकृत् १६५

જે નીચે વહે અને જેનો ધ્વનિ ગુરૂ હોય. જે ઉતાવળે ચાલે અને જેની સ્થિતિ શિતળ હોય અને જે સોળ આંગળનો હોય, તો તે જળનો સ્વર છે અને તેમાં શુભ કામ કરવાં. ૧૬૫

आवर्तगश्चात्युष्णश्च शोणाभश्चतुरंगुलः ।
उर्ध्ववाही चयः क्रूरकर्मकारि स तैजसः ॥१६६॥

જો આવર્ત પર્યંત ચાલે, અત્યંત ઉષ્ણુ હોય અને લાલ હોય તથા ચાર આંગળ હોય અને ઉપર ચાલે તો તે તેજનો સ્વર છે. અને તેમાં ક્રૂર કામો કરવાં. ૧૬૬

उष्णः शीतः कृष्णवर्णस्तिर्यग्गाम्यष्टकांगुलः
वायुः पवनसंज्ञस्तु चरकर्मप्रसाधकः ॥ १६७ ॥

જો શીતોષ્ણુ હોય, કૃષ્ણુ વર્ણ હોય, વક્ર ચાલે અને આઠ આંગળનો હોય, તો તે વાયુ—સ્વર પવનના છે, એમ સમજવું અને તેમાં ચર કાર્યની સિદ્ધિ થાય છે. ૧૬૭

यः समीरः समरसः सर्वतत्वगुणावहः ।
आंबरं तं विजानीयाद्योगिनां योगदायकम् ॥१६८॥

જો સ્વર એકરસ અને સર્વ તત્વોના ગુણોમાં વહે તો તે સ્વરને આકાશનો જાણુવો, અને તે પોતેજ યોગી અને યોગનો દાતા છે. ૧૬૮

पीतवर्णं चतुष्कोणं मधुरं मध्यमाश्रितम् ।
भोगदं पार्थिवं तत्व प्रवाहे द्वादशांगुलम् ॥१६९॥

જેનો વર્ણ પીત હોય, ચાર ખુણાવાળો હોય, મધુર હોય અને મધ્યમાં વહે તથા જેનો પ્રવાહ બાર આંગળનો હોય, તે પૃથિવી તત્વનો કહેવાય છે, અને તે ભોગનો દાતા છે. ૧૬૯

श्वेतमर्धेंदुसंकाशं स्वादुकाषायमार्द्रकम्
लाभकृद्वारुणं तत्वं प्रवाहे षोडशांगुलम् ॥ १७० ॥

જેનો વર્ણ શ્વેત હોય, અર્ધ ચન્દ્રાકાર હોય સ્વાદુ હોય, કસેલો લીલો હોય, અને જેના પ્રવાહનું પ્રમાણ સોળ આંગળનું હોય તે જળતત્વ હોય છે અને તે લાભદાતા છે. ૧૭૦

रक्तं त्रिकोणं तीक्ष्णं च उर्ध्वभागप्रवाहकम् ।
दीप्त च तैजसं तत्त्वं प्रवाहे चतुरंगुलम् ॥१७१॥

જેનો લાલ રંગ હોય, ત્રિકોણ હોય, તિક્ષણ હોય, જેનો પ્રવાહ ઉપરનો હોય, પ્રકાશમાન હોય, અને જેનું પ્રમાણ ચાર આંગળનું હોય તે તેજ સંબંધી તત્ત્વ જાણવું. ૧૭૧

नीलं च वर्तुलाकारं स्वाद्म्लं तिर्यगाश्रितम् ।
च पलं मारुतं तत्त्वं प्रमाहेऽष्टांगुलं स्मृतम्।१७२।

જે નીલ હોય, ગોળ હોય, તથા સ્વાદમાં ખાટો હોય, અને તિરછો ચાલતો હોય, ચપળ હોય, અને જેનો પ્રવાહ આઠ આંગળનો હોય, તેને પવન સંબંધી તત્વ જાણવું. ૧૭૨

वर्णाकारे स्वादवाहे अव्यक्तं सर्वगामिनम् ।
मोक्षदं नाभसं तत्त्वं सर्वकार्येषु निष्फलम्।१७३।

વર્ણ, આકાર, સ્વાદ અને પ્રવાહમાં જેની અવ્યક્ત ગતિ હોય, અર્થાત્ જેમાં શર્વનું એકત્રપણું થતું હોય,

તેને આકાશ સંબંધી તત્વ જાણવું, અને તે સર્વ કાર્યોમાં નિષ્ફળ જાય છે. ૧૭૩

पृथ्वीजले शुभे तत्वे तेजो मिश्रफलोदयम् ।
हानिमृत्युकरौ पुंसामशुभौ व्योममारुतौ ॥१७४॥

પૃથિવીતત્વ અને જળતત્વ શુભ હોય છે, અને તેજના તત્વમાં મધ્ય ફળ થાય છે, આકાશ અને વાતુતત્વમાં હાનિ તથા મૃત્યુ—આદિ અશુભ ફળ થાય છે. ૧૭૪

आपूर्वपश्चिमे पृथ्वी तेजश्च दक्षिणे तथा ।
वायुश्चोत्तरदिग्ज्ञेयोमध्ये कोणगतं नमः ॥१७५॥

પૂર્વથી લઈને પશ્ચિમ પર્યંત પૃથિવી તત્વ અને દક્ષિણમાં તેજ તત્વ અને ઉત્તર દિશામાં વાયુતત્વ તથા મધ્યમ આકાશ તત્વ જાણવું. ૧૭૫

चंद्रे पृथ्वीजले स्यातां सूर्येऽग्निर्वा यदा भवेत् ।
तदा सिद्धिर्न संदेहःसौम्यासौम्येषु कर्मसु॥१७६॥

ચન્દ્રના સ્વરમાં પૃથિવી અને જળ તત્વ અને સૂર્યના સ્વરમાં અગ્નિ તત્વ જે સમય હોય તે સમયમાં સારા વા નરસા કર્મોની સિદ્ધિ થાય છે, એ નિઃસંદેહ છે. ૧૭૬

लाभः पृथ्वीकृतोऽह्नि स्यान्निशायां लाभकृज्जलम् ।
वह्नौ मृत्युः क्षयो वायुर्नभःस्थानं दहेत्कचित्१७७

દિવસમાં પૃથિવી તત્વથી અને રાત્રિમાં જળ તત્વથી લાભ થાય છે, અને અગ્નિ તત્વથી મૃત્યુ અને વાયુ તત્વથી નાશ તથા આકાશ તત્વથી દાહ પણ કોઈવાર થાય છે. ૧૭૭

जीवितव्ये जये लाभे कृष्णां च धनकर्मणि ।
मंत्रार्थे युद्धप्रश्ने च गमनागमने तथा ॥ १७८ ॥

જીવન, જય, લાભ, કૃષિ, ધનનું કર્મ, મંત્રનું કાર્ય અને યુદ્ધનો પ્રશ્ન, ગમન અને આગમન એમાં પૃથિવી તત્વ શ્રેષ્ટ છે. ૧૭૮

आयाति वारुणे तत्वे शत्रुरस्ति शुभं क्षितौ ।
प्रयाति वायुतोऽन्यत्र हानिमृत्यू नभोऽनलौ १७९

જો જળનું તત્વ હોય તો શત્રુનું આગમન સમજવું, અને પૃથિવી તત્વમાં શુભ થાય છે, વાયુ તત્વ હોય તો શત્રુ અન્યસ્થાનમાં ચાલ્યો જાય છે અને જો આકાશ વા અગ્નિ તત્વ હોય તો શત્રની હાની તથા મૃત્યુ થાય છે. ૧૭૯

पृथिव्या मुलचिंता स्याज्जीवस्य जलवातयोः ।
तेजसा धातुचिंता स्याच्छुन्यमाकाशतो वदेत्१८०

કોઈના પ્રશ્ન સમય જો પૃથિવી તત્વ હોય તો મૂળ વૃક્ષ—આદિની ચિંતા, જળ તત્વમાં જીવની ચિંતા અને તેજના તત્વમાં શુન્ય અર્થાત્ ચિંતા ન સમજવી. ૧૮૦

पृथिव्यां ब्रहुपादाः स्युर्द्विपदस्तोयवायूतः ।
तेजस्येव चतुष्पादो नभसा पादवर्जितः ॥१८१॥

પૃથિવી તત્વ હોય તો ઘણાની સાથે ચાલવું પડે છે. જળ અને વાયુ તત્વ હોય તો એકલાનેજ પ્યાદલ જવું પડે છે, તેજ તત્વ હોય તો બે માણુસને લઈને ગમન કરે છે, અને જો આકાશ તત્વ હોય તો કંઇ પણ જવું થતું થથી. ૧૮૧

कुजोवन्ही रविः पृथ्वी सौरिरापः प्रकीर्तितः ।
वायुस्थानस्थितो राहुर्दक्षरंध्र प्रवाहकः ॥ १८२॥

અગ્નિ તત્વમાં સૂર્ય, જળ તત્વમાં શનિ અને વાયુ તત્વમાં રાહુ જો દક્ષિણ સ્વર ચાલતો હોય તો જાણુવા.૧૮૨

जलं चंद्रा बुधः पृथ्वी गुरुर्वातः सितोऽनलः ।
वामनाड्यां स्थिताः सर्वे सर्वकार्येषु निश्चिताः१९३

જો વામ સ્વર વહતો હોય તો જળતત્વમાં ચંદ્રમા, પૃથિવી તત્વમાં બુધ, પવન તત્વમાં બ્રહસ્પતિ અને અગ્નિ તત્વમાં શુક્ર જાણવો. આ સર્વ ગૃહો સર્વ કાર્યોમાં પૂર્વોક્ત તત્વોમાં નિશ્ચય પૂર્વક સ્થિત રહે છે. ૧૮૩

पृथ्वी बुधो जलादिंदुः शक्रो वह्नीरविः कुजः ।
वायूराहुशनी व्योम गुरुरेव प्रकीर्तितः ॥१८४॥

પૃથિવી તત્વમાં બુધ, જળ તત્વમાં ચન્દ્રમા અને અગ્નિ તત્વમાં સૂર્ય અને મંગળ, વાયુ તત્વમાં રાહુ અને શનિ તથા આકાશ તત્વમાં બ્રહસ્પતિ કહેલ છે ૧૮૪

प्रवासप्रश्न आदित्ये यदि राहुर्गतोऽनिले ।
तदासौ चलिता ज्ञेयः स्थानांतरमपेक्षते ॥१८५॥

જો કોઇ મનુષ્ય પરદેશ ગયેલાના સંબંધમાં પ્રશ્ન કરે અને જો તે સમય સૂર્યના સ્વરમાં રાહુ સ્થિત હોય, તો સ્પષ્ટ કહી દેવું કે તે બીજે સ્થળે જવા માટે તે સ્થાનેથી ચાલી ચુકયો છે. ૧૮૫

आयाति वारुणे तत्वे तत्र वास्ति शुभं क्षितौ ।
प्रवासी पवनेऽन्यत्र मृत्युरेवानले भवेत् ॥१८६॥

એ પ્રશ્ન સમયમાં જળ તત્વ વહેતું હોય, તો પરદેશથી આવવાનું કહેવું, પૃથિવી તત્વ હોય તો પરદેશી જ્યાં ગયેલ છે ત્યાં સુખી છે એમ કહેવું, વાયુ તત્વ હોય તો અન્ય સ્થાનમાં ગયો એમ કહેવું, અને જો અગ્નિ તત્વ હોય તો પરદેશમાં મરણ પામેલ છે, એમ કહેવું. ૧૮૬

पार्थिवे मुलविज्ञानं शुभं कार्यं जले तथा ।
आग्नेये धातुविज्ञानं व्योम्नि शून्यं विनिर्दिशेत्८७

પૃથિવી તત્વમાં વૃક્ષ—આદિનું જાણવું. જળતત્વમાં શુભ કાર્ય, અગ્નિ તત્વમાં ધાતુઓનું જ્ઞાન અને આકાશ તત્વમાં કોઇ પણ બાબતનું જ્ઞાન કહેવું નહિ, શુન્ય સમજવું. ૧૪૭

तृष्टीपुष्टी रतिः क्रीडा जयहर्षौ धराजले ।
तेजोवाय्योश्च सुप्ताक्षो ज्वरकंपः प्रवासिनः ।१८८।

જો પરદેશીના પ્રશ્નના સમયમાં પૃથિવી તથા જળ તત્વ હોય તો સંતોષ, પુષ્ટતા, પ્રીતિ, રતિ ક્રીડા, જય અને હર્ષ તથા જો તેજ અને વાયુ તત્વ હોય તો શયન તથા જ્વરથી પરદેશમાં ટાઢ આવેલી છે એમ કહેવું. ૧૮૮

गतायुर्मृत्युराकाशे तत्वस्थाने प्रकीर्तिताः ।
द्वादशैताः प्रयत्नेन ज्ञातव्या दैशिकैः सदा ॥१८९

જો આકાશ તત્વ હોય, તો અવસ્થાથી રહિત પરદેશીનું મરણ કહેવું, આ બાર પ્રશ્ન તત્વોના સ્થાનમાં કહેલ છે, એને પંડિત લોકો મહાયત્ન પૂર્વક સદા જાણે છે. ૧૮૯

पुर्वायां पश्चिमे याम्ये उत्तरस्यां यथाक्रमम् ।
पृथिव्यादीनि भुतानि बलिष्ठानि विनिर्दिशेत् १९०

પૂર્વ પશ્ચીમ, દક્ષિણ, અને ઉત્તર એ ચારે દિશાઓમાં ક્રમથી પૃથિવી, જળ, તેજ અને વાયુ એ ચારે તત્વ બળવાન કહેલ છે. ૧૯૦

## शरीरोत्पत्तिः ।

पृथिव्यापस्तथा तेजो वायुराकाशमेव च ।

पंचभुतात्मको देहो ज्ञातव्यश्च वरानने ॥ १९१ ॥

હે પાર્વતી ! પૃથિવી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચે ભૂત રૂપજ આ દેહ જાણવો, અર્થાત્ એ પાંચ ભૂતોથીજ ઉત્પન્ન થાય છે. ૧૯૧

अस्थि मांसं त्वचा नाडी रोम चैव तु पंचमम् ।
पृथ्वी पंचगुणाः प्रोक्ता ब्रह्मज्ञानेन भाषितम्॥१९२॥

અને આ દેહમાં, હાડકાં, માંસ, ત્વચા, નાડી અને પાંચમા રૂવાડાં એ પાંચ ગુણ પૃથિવીના છે. એ વાત વેદાંત શાસ્ત્રના જ્ઞાતા બ્રહ્મજ્ઞાની કહે છે. ૧૯૨

शुक्रशोणितमज्जाश्च मूत्र लालां च पंचमम्।
आपः पंचगुणाः प्रोक्ताब्रह्मज्ञानेन भाषितम्॥१९३

બ્રહ્મજ્ઞાનીઓ કહે છે કે, વીર્ય, રૂધિર, મજ્જા, મૂત્ર અને પંચમી લાલ એ પાંચ ગુણ જળના છે. ૧૯૩

क्षुधा तृषा तथा निद्रा कांतिरालस्यमेव च ।
तेजः पंच गुणं प्रोक्तं ब्रह्मज्ञानेन भाषितम्।१९४।

બ્રહ્મજ્ઞાનીઓનું કહેવું છે કે, ક્ષુધા, તૃષા, નિદ્રા, કાન્તિ અને આલસ્ય એ પાંચ ગુણ તેજના છે. ૧૯૪

धावनं चलनं ग्रंथ संकोचनप्रसारणे ।
वायोः पंच गुणाः प्रोक्ता ब्रह्मज्ञानेन भाषितम्१९५

વેદાંતીઓનું એવું કહેવું છે કે, દોડવું, ચાલવું, ગાંઠ વાળવી, સંકોચવું અને પસારવું એ પાંચ ગુણ વાયુના છે. ૧૯૫

रागद्वेषौ तथा लज्जा भयं मोहश्च पंचमम् ।
नभः पंचगुणं प्रोक्तं ब्रह्मज्ञानेन भाषितम् ॥१९६॥

વેદાંત શાસ્ત્રના જ્ઞાતાઓ કહે છે કે, પ્રીતિ, વેર, લજ્જા, ભય અને પાંચમો મોહ એ પાંચ ગુણ આકાશના આ દેહમાં હોય છે. ૧૯૬

पृथ्व्याः पलानि पंचाशच्चत्वारिंशत्तथांभसः ।
अग्नेस्त्रिंशत्पुनर्वायोर्विंशतिर्नभसो दश ॥ १९७ ॥

આ દેહમાં પૃથિવી ૫૦ પળ, જળ ૪૦ પળ, અગ્નિ ૩૦ પળ, વાયુ ૨૦ પળ અને આકાશ ૧૦ પળ હોય છે, અર્થાત્ પૃથિવી આદિ તત્વોમાં આગલા તત્વ કને ૦૦ દશ ત્રસ ન્યુન છે. ૧૯૭

पृथिव्यां चिरकालेन लाभश्चापः क्षणाद्भवेत् ।
जायते पवने स्वल्पः सिद्धोऽप्यग्नौ विनश्यति१९८

પૃથિવી તત્વ હોય તો ઘણે દિવસે લાભ, જળ તત્વ હોય તો તેજ ક્ષણમાં, અને પવન તત્વ હોય તો થોડો લાભ થાય છે, અને અગ્ની તત્વ હોય તો સિદ્ધ થયેલ કામ પણ નષ્ટ થઇ જાય છે. ૧૯૮

पृथ्व्याः पंच ह्यपां वेदा गुणास्तेजो द्विवायुतः ।
नभस्येकगुणश्चैव तत्त्वज्ञानमिदं भवेत् ॥ १९९ ॥

પૃથિવીના પાંચ ગુણ, જળના ચાર ગુણ, તેજના ત્રણ ગુણ, વાયુના બે ગુણ, અને આકાશનો એક ગુણ જાણવો. આ તત્વનું જ્ઞાન છે. ૧૯૯

फूत्कारकृत्प्रस्फुटिता विदीर्णा पतिता धरा ।
ददाति सर्वकार्येषु अवस्थासदृशं फलम् ॥२००॥

ફુંકાર કરવાવાળી, ફુટેલી અને ફાટલી, વ્યર્થ પડી રહેલી આ પૃથિવી સર્વ કાર્યોમાં પોતાની અવસ્થાના સમાન ફળ આપે છે. ૨૦૦

धनिष्ठा रोहिणी ज्येष्ठानुराधा श्रवणं तथा ।

अभिजिदुत्तराषाढा पृथ्वीतत्त्वमुदाहृतम् ॥२०१॥

ધનિષ્ઠા, રોહિણી, જ્યેષ્ટા, અનુરાધા, શ્રવણ, અભિજીત અને ઉત્તરાષાઢા એ સાત નક્ષત્ર પૃથિવી તત્વનાં કહેલ છે. ૨૦૧

पुर्वाषाढा तथाश्लेषा मूलमार्द्रा च रेवती ।
उत्तराभाद्रपदा तोयं तत्वं शतभिषुक् प्रिये ।२०२।

પુર્વાષાઢા, અશ્લેષા, મૂળ, આર્દ્રા, રેવતી, ઉત્તરાભાદ્રપદ અને શતભિષા એ સાત નક્ષત્રજળતત્વનાકહેલછે.૨૦૨

भरणी कृत्तिकापुष्यौ मघा पूर्वा च फाल्गुनी ।
पूर्वाभाद्रपदा स्वाती तेजस्तत्त्वमिति प्रिये ॥२०३।

ભરણી. કૃતિકા, પુષ્પ, મઘા, પૂર્વાફાલ્ગુની, પૂર્વાભાદ્રપદ અને સ્વાંતી એ સાત નક્ષત્રને તેજ તત્વના કહેલ છે. ૨૦૩

विशखोत्तरफाल्गुन्यौ हस्ताचित्रे पुनर्वसु ।
अश्विनीमृगशीर्षे च वायुतत्वमुदाहृतम् ।२०४।

વિશાખા, ઉત્તરાફાલ્ગુની,હસ્ત,ચિત્રા,પુનર્વસુ, આશ્વિનિ અને મૃગશિર એ સાત નક્ષત્ર વાયુ તત્વનાં કહેલ છે. ૨૦૪

वहन्नाडीस्थितो दूतो यत्पृच्छाति शुभाशुभम् ।
तत्सर्वं सिद्धिमाप्नोति शून्ये शून्यं न संशयः २०५

વસેતી નાડીના તરફથી પેઠેલો દૂત જો શુભ વા અશુભ પુછે, તો તે સર્વ સિદ્ધ થાય છે. અને શુન્યમાં પુછે તો શુન્ય થાય છે, એમાં સંદેહ નથી. ૨૦૫

पुर्णोऽपि निर्गमः श्वासे सुतत्वेऽपि न सिद्धिदः।
सूर्यश्चंद्रो तथा नृणां संवाहे सर्वसिद्धिदः॥ २०६॥

પૂર્ણ પણ સૂર્ય તત્વ અથવા ચંદ્ર તત્વ શ્વાસમાં વહેતું હોય તો તે સિદ્ધિદાતા નથી, જો બંને તત્વોનો મેળ

હોય તો સકળ સિદ્ધિને આપે છે. ૨૦૬

तत्वे रामा जयं प्राप्त सुतत्वे च धनंजय ।
कौरवा निहताः सर्वे युद्धे तत्वविपर्ययात् ॥२०७॥

શ્રેષ્ટ તત્વમાંજ શ્રીરામચંદ્રજીનો જય થયો હતો, અને શ્રેષ્ટ તત્વમાંજ અર્જુનનો પણ જય થયો હતો; અને તત્વોની વિપરિતતાથીજ સકળ કૌરવોયુદ્ધમાં માર્યા ગયા હતા ૨૦૭

जन्मांतरीयसंस्कारात्प्रासादादथवा गुरो ।
केषाञ्चिज्जायते तत्ववासना विमलात्मनाम् ।२०८।

જન્માંતરના સંસ્કારથી અથવાં ગુરૂની કૃપાથી કોઇકજ નિર્મળ આત્માને તત્વોનું જ્ઞાન થાય છે, ૨૦૮

लंबीजां धरणीं ध्यायेच्चतुरस्त्रां सुपीतभाम् ।
सुगंधां स्वर्णवर्णाभां प्राप्नुयाद्देहलाघवम् ॥२०९॥

(લ) આ બીજ થકી તત્વમાં ચારે કોર સુવર્ણના સમાન પ્રકાશમાન્ પીત વર્ણજ સુગંધ યુક્ત ધ્યાન કરવું. અને તે પ્રમાણે ધ્યાનનો કરવાવાળો કાંતિ અને દેહનાં લાઘવને પામે છે, ૨૦૯

वंबीजं वारुणं ध्यायेत्तत्वमर्धशशिप्रभम् ।
क्षुत्तृष्णादिसहिष्णुत्वं जलमध्ये च मज्जनम्२१०॥

(વ) આ બીજ જળ તત્વમાં ધ્યાન કરવા યોગ્ય છે, અને અર્દ્ધ ચંદ્રના સદ્રશ તેનો આકાર છે, એનું ધ્યાન કરવાવાળાને ભુખ અને તરસની બાધા થતી નથી. અને જળમાં ડુબવાનું સામર્થ્ય તેનામાં આવે છે. અર્થાત્ ડુબવાથી તેને દુઃખ થતું નથી, ૨૧૦

रंबीजमग्निजं ध्यायेत्त्रिकोणमरुणप्रभम् ।
बह्वन्नपानभोक्तृत्वमातपाग्निसहिष्णुता ॥ २११ ॥

(૨) આ બીજ અગ્નિ તત્વમાં ત્રિકોણ, રક્ત વર્ણું અને ધ્યાન કરવા યોગ્ય છે, એનું ધ્યાન કરવાવાળાને વર્ણું-જ અન્નપાન કરવાનું સામર્થ્ય આવે છે અને તે સૂર્યના તાપને તથા અગ્નિના વેગને સહન કરી શકે છે. ૨૧૧

यं बीजं पवनं ध्यायेद्वर्तुलं श्यामलप्रभम् ।
आकाशगमनाद्यं च पक्षिवद्गमनं तथा ॥ २१२ ॥

(યં) આ બીજ પવન તત્વમાં ધ્યાન કરવા યોગ્ય છે. અને ગોળ શ્યામ રંગવાળું હોય છે, એનું ધ્યાન કરવાવાળો આકાશમાં પક્ષિયે ના સમાન ગમન કરી શકેછે ૨૧૨

हंबीज गगनं ध्यायेन्निराकारं बहुप्रभम् !
ज्ञानं त्रिकालविषयमैश्वर्यमणिमादिकम् ॥११३॥

(હં) આ બીજ આકાશ તત્વમા ધ્યાન કરવા યોગ્ય છે જે નિરાકાર અને વિશેષ કાંતિ યુક્ત છે, એનું ધ્યાન કરવાવાળાને ત્રણે કાળનું જ્ઞાન અને અણિમા—આદિ આઠ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે, ૨૧૩

स्वरज्ञानी नरो यत्र धनं नास्ति तत परम् ।
गम्मते स्वरज्ञानेन अनायासं फलंभवेत ॥२१४॥

જે સ્થાનમાં સ્વરનો જ્ઞાની હોય, તેથી પર બીજું કોઇ ધન નથી, જે મનુષ્ય સ્વરના જ્ઞાનથી ગમન કરે છે; તેને અનાયાસે ફળ મળે છે ૨૧૪

श्रीदेव्युवाच ।

देवदेव महादेव महाज्ञानं स्वरोदयम् ।
त्रिकालविषयं चैव कथं भवति शंकर ॥ २१५ ॥

શ્રી પાર્વતીજી પૂછે છે કે—હે દેવતાઓના દેવ! હે મહાદેવ ! હે શંકર ! ! આ મહાન્ સ્વરોદયનું ત્રિકાળ વિષયક જ્ઞાન કયા પ્રકારે થાય છે ? ૨૧૫

ईश्वर उवाच ।

अर्थकालजयप्रश्नशुभाशुभमिति त्रिधा ।
एतत्त्रिकालविज्ञानं नान्यद्भवति सुंदरि ॥२१६॥

શ્રી મહાદેવજી કહે છે કે—હે સુંદરી! અર્થ—પ્રયોજન વા ધન, ભૂત, ભવિષ્યત્ અને વર્તમાન એ ક્ષણિકાળનો જય, પ્રશ્ન, શુભાશુભનું જે ત્રણે કાળમાં જ્ઞાન છે, તેનું કારણ સ્વરોદય છે. બીજું કાંઇ પણ નથી. ૨૧૨

तत्वे शुभाशुभो कार्ये तत्वे जयपराजयौ ।
तत्वे सुभिक्षदुर्भिक्ष तत्वं त्रिपदमुच्यते ॥२१७॥

તત્વનેજ આધીન શુભાશુભ કાર્ય છે, અને તત્વોનેજ આધીન સકાળ તથા દુષ્કાળ છે, એ પ્રકારે તત્વનેજ ત્રણે કાળનાં કાર્યોનું કર્ત્તા કહે છે. ૨૧૭

श्रीदेव्युवाच ।

देवदेव महादेव सर्वसंसारसागर ।
किंनराणां परं मित्रं सर्वकार्यार्थसाधकम् ॥२१८॥

પાર્વતીજી પૂછે કે—હે દેવતાઓના દેવ! હે મહાદેવ આ આખા સંસાર સમુદ્રમાં મનુષ્યોને પરમ મિત્ર અને સર્વ કાર્યાનું સાધક શું છે? તે મને કહો. ૨૧૮

श्रीशिव उवाच ।

प्राणएव परं मित्रं प्राणएव परं सखा ।
प्राणतुल्यो परो बंधुर्नास्ति नास्ति वरानने ॥२१९

શ્રી મહાદેવજી કહે છે કે—હે સુંદર મુખી પાર્વતી! પ્રાણુજ પરમ મિત્ર છે, અને સખા છે, પ્રાણના સમાન અન્ય કોઇ પણ બંધુ નથી. ૨૧૯

श्रीदेव्य[redacted]च ।

कथं प्राणस्थितो वायु[redacted]किं प्राणरूपकः ।
तत्वेषु संचरन्प्राणोज्ञ[redacted]योगिभिः कथम्॥२२०

પાર્વતીજી પુછેછે કે [redacted]ણુમાં વાયુ કયા પ્રકારે રહે છે? શું દેહ પ્રાણ રૂપ છે? અને તત્વોને માટે વિચારમાં પ્રાણને યોગીજન કેવા પ્રકારે જાણી જાય છે. ૨૨૭

श्रीशिव उवाच ।

कायानगरमध्यस्थो मारुतो रक्षपालकः ।
वेशे दशांगुलः प्रोक्तो निर्गम द्वादशांगुलः॥२२१

શ્રી સદાશિવજી કહે છે કે—હે પાર્વતી? આ શરીર રૂપી નગરમાં રહેલો પ્રાણવાયુ પ્રાકીદાર છે, અને તે પ્રાણ પ્રવેશ સમયે દશ આંગળ અને નિકળતી વખતે બાર આંગળના કહેવાય છે, ૨૨૧

गमने तु चतुर्विंशन्नेत्रवेदास्तु धावने ।
मैथुने पंचषष्टिश्च शयने च शतांगुलम् ॥२२२॥

ગમન સમય ૨૫ આંગળનો, દોડતી વેળાએ બેતાળીશ આંગળનો મૈથુન સમય પાંસઠ આંગળનો, અને શયન સમયે સો આંગળનો કહેલ છે. ૨૨૨ .

प्राणस्य तु गतिर्देवि स्वभावाद्द्वदशांगुलम् ।
भोजने वचने चैव गतिरष्टादशांगुलम ॥२२३॥

અને હે દેવી! પ્રાણની સ્વાભાવિક ગતિ બાર આંગળની છે. અને ભોજન તથા વમન સમય પ્રાણની ગતિ અઢાર આંગળની થઈ જાય છે. ૨૨૩

एकांगुले कृते न्युने प्राणे निष्कामता मता ।
आनंदस्तु द्वितीये स्यात्कविशक्तिस्तृतीयके॥२२४

જો કદાચ પ્રાણુની ગતિ એક આંગળ ઓછી યોગી લોકોં કરી લે, તો નિષ્કામતાની પ્રાપ્તિ થાય છે. અને બે આંગળ ઓછી કરે તો આનંદની પ્રાપ્તી અને ત્રણુ આંગળ ઓછી કરવાથી કવિતાની પ્રાપ્તિ થાય છે, ૨૨૪

**वाचासिद्धिश्चतुर्थे च दुरदृष्टिस्तु पंचमे ।**
**षष्ठे त्वकाशगमनं चंडवेगश्च सप्तमे ॥२२५॥**

ચાર આંગળ ઓછી કરી લે તો વાણીની સિદ્ધિ, પાંચ આંગળ ઓછી કરી લે તો દૂર દૃષ્ટિ, છ આંગળ ઓછી કરી લે તો આકાશ ગમનમાં શકિત અને સાત આંગળ ઓછી કરી લે તો તે પ્રચંડ વેગ થઈ જાય છે. ૨૨૫

**अष्टमे सिद्धयश्चैव नवमे निधयो नव ।**
**दशमे दशमूर्तिश्च जाया चैकादशे भवेत॥२२६॥**

આઠ આંગળ ઓછી કરે તો અણિમાં—આદિ સિદ્ધિ યોની પ્રાપ્તિ, નવ આંગળ ઓછી કરવાથી નવનિધિયોની પ્રાપ્તિ, અને દશ આંગળ ઓછી કરવાથી દશે મુર્તિયો અર્થાત્ અનેક રૂપોની પ્રાપ્તિ અને અગ્યાર આંગળ ઓછી કરવાથી દેહની છાયાનો અભાવ પ્રાપ્તિ થાય છે. ૨૨૬

**द्वादशे हंसचारश्च गंगामृतरसं पिबेत् ।**
**आनखाग्रं प्राणपूर्णे कस्य भक्ष्यं च भोजनम्॥२७**

બાર આંગળ જો પ્રાણુની ગતિ ઓછી થઇ જાય તો હંસગતિ ગંગાજળવા સમાન અમૃત રસનું પાન પ્રાપ્તિ થાય છે જો શિખાથી લઇને નખ સુધી પ્રાણુને પૂર્ણ યોગી કરી લીએ તો ભક્ષ્ય ભોજનની નિવૃત્તિ થઇ જાયછે. ૨૨૭

**एवं प्राणविधिः प्रोक्तो सर्वकार्यफलप्रदः ।**
**ज्ञायते गुरुवाक्येन न विद्याशास्त्रकोटिभिः।२२८।**

આ પ્રકારે સંકળ કાર્યોનાં ફળને દેવાવાળા પ્રાણુના

વિધિને કહેલ છે, અને જેને ગુરૂના બોધથી જ્ઞાન થાય છે. તેવું જ્ઞાન વિદ્યા કે કરોડો ગ્રંથોથી પણ થતું નથી. ૨૨૮

प्रातश्चंद्रो रविः सायं यदि दैवान्न लभ्यते ।
मध्याह्नान्मध्यरात्राच्च परतस्तु प्रवर्त्तते ॥२२९॥

જો પ્રભાતે ચંદ્રસ્વર અને સાયંકાળે સૂર્ય સ્વર દૈવવશ ન મળે તો મધ્યાન્હનેઅથવા અર્ધ રાત્રેતો મળેજ છે૨૨૯

दुरयुद्धे जयी चंद्रः समासन्ने दिवाकरः ।
वहन्नाड्या गतः पादः सर्वसिद्धिप्रदायकः॥२३०॥

જો દૂર દેશમાં યુદ્ધનું કર્ત્તવ્ય હોય તો ચન્દ્રમાનો સ્વર જય અપાવે છે, અને સમીપના યુદ્ધમાં સૂર્યનો સ્વર જય અપાવે છે, અને જો વહેતી નાડીના સમય ગમન કાળમાં જો પગ રાખવામાં આવે, તો તે સર્વ સિદ્ધિયોની પ્રાપ્તિ થાય છે, ૨૩૦

यात्रारंभे विवाहे च प्रवेशे नगरादिके ।
शुभकार्याणि सिध्यंति चंद्रचारेषु सर्वदा ॥२३१॥

યાત્રાના આરંભમાં, વિવાહ, ગૃહ અને નગર પ્રવેશ આદિ સકળ શુભ કર્મ ચન્દ્રસ્વરમાં કરવાથી સર્વદા સિદ્ધ થાય છે. ૨૩૧

अयनतिथिदिनेशैः स्वीयतत्वे च युक्ते
वहति यदि कदाचिद्दैवयोगेन पुंसाम् ॥
स जयति रिपुसैन्यं स्तंभमात्रस्वरेण
प्रभवति न च विघ्न केशवस्यापि लोके ॥२३२॥

અયન, તિથિ અને વાર એના સ્વામીઓથી યુક્ત પુરૂષોને પોતાનો સ્વર વા તત્વ જો દૈવયોગથી વહે, તો તે પુરૂષ શત્રુની સેનાને સ્વરના રોકવા માત્રથી જીતી લે છે, અને વૈકુંઠ લોકમાં પણ તેને વિઘ્ન થતું નથી. ૨૩૨

रक्षं जीवं रक्ष जीवं जीवांगे परिधाय च ।
जीवो जपति यो युद्धे जीवञ्जयति मेदिनीम् ॥२३३

પોતાના શરિર ઉપર વસ્ત્રાને પેહેરીને જે યુદ્ધ સમયે ( જીવંરક્ષ જીવંરત્રુ ) એમ જપ કરે છે, તે પુરૂષ જીવીને સકળ પૃથિવીને જીતી લે છે ૨૩૩

भूमौ जले च कर्त्तव्यं गमनं शांतकर्मसु ।
वह्नौ वायं प्रदीप्तेषु खे पुनर्नोभयेष्वापि ॥२३४॥

શાંતિના કર્મોમાં પૃથિવી યા જળતત્ત્વમાં ગમન કરે અને ઉગ્ર કર્મોમાં અગ્નિ અને વાયુ તત્ત્વમાં ગમન કરે તથા આકાશ પૂર્વોક્ત બે પ્રકારનાં કર્મોમાં ગમન ન કરવું૨૩૪

जीवेन शस्त्रं बध्नीयाज्जीवेनैव विकाशयेत् ।
जीवेन प्रक्षिपेच्छस्त्रं युद्धे जयति सर्वदा ॥२३५॥

જીવ સ્વરમાં શસ્ત્રને બાધે અર્થાત્ જે તરફનો સ્વર ચાલતો હોય, તે હાથથી શસ્ત્રને ધારણ કરે અને જીવ સ્વીથીજ શસ્ત્ર ઉઘાડે, અને જીવ સ્વરમાંજ શસ્ત્રનો ઉપયોગ કરે, તો તે મનુષ્ય યુદ્ધમાં સદૈવ જય પામે છે ૨૩૫

आकृष्य प्राणपवनं समारोहेत वाहनम् ॥
समुत्तरे पदं दद्यात्सर्वकार्याणि साधयेत् ॥२३६॥

જે મનુષ્ય પ્રાણ વાયુને ખેંચીને ઘોડા–આદિની સ્વારી કરે અને પવનના ઉતારપર ઘોડામાં પગ રાખે, તો તે સકળ કાર્યોને સિદ્ધ કરે છે. ૨૩૬

अपूर्णे शत्रुसामग्री पुर्णे वा स्वबलं तथा ॥
कुरुते पुर्णतत्वस्थो जयत्येका वसुंधराम् २३७ ॥

જો અપૂર્ણ સ્વરમાં શત્રુની સામગ્રી અને સંપૂર્ણ સ્વરમાં પોતાની સામગ્રીનું બળ હોય, તો પૂર્ણ તત્ત્વમાં આ પ્રકારે ટકેલો પુરૂષ એકલો પણ પૃથ્વીને જીતી લેછે. ૨૩૭

या नाडी वहते चांगे तस्यामेवधिदेवता ॥
सम्मुखेऽपि दिशा तेषा सर्वकार्यफलप्रदा॥२३८॥

પોતાના શરીરમાં જે નાડી-સ્વર વહેતો હોય, અને તે નાડીમાં તે નાડીનો દેવતા અને દિશા સન્મુખ હોય, તો સર્વ કાર્યોનું ફળ આપે છે. ૨૩૮

आदौ तु क्रियते मुद्रा पश्चाद्युद्धं समाचरेत् ॥
सर्पमुद्रा कृतो येंन तस्य सिद्धिर्न संशयः॥२३९॥

મનુષ્યે પ્રથમ મુદ્રા કરવી, પછી યુદ્ધ કરવું, જે મનુષ્ય સર્પ મુદ્રા કરે છે. તેની સિદ્ધિ થાય છે, તેમાં જરાપણ સંશય નથી, ૨૩૯

चंद्रप्रवाहेऽप्यथ सूर्यवाहे भटाः समायांति च योद्धुकामाः ॥ समीरणस्तत्वविदां प्रतीतो या शुन्यता सा प्रतिकार्यनाशम् ॥ २४० ॥

ચન્દ્ર સ્વર અથવા સૂર્ય સ્વર ચાલતો હોય તે સમય જો જળ તત્ત્વ વહેતું હોમ, અને તત્ત્વના, જ્ઞાતા વહે છે એમ પ્રતીત થાય તો યુદ્ધ કરવાને માટે યોદ્ધા આવશે. અને જો શુન્યતા હોય અર્થાત્ વાયુ વા આકાશ તત્વ વહેતાં હોય, તો તો કાર્યનો નાશ થઇ જાય છે. ૨૪૦

यां दिशं वहते वायुर्युद्धं तद्दिशि दापयेत् ॥
जयत्येव न संदेहः शक्रोऽपि यदि चाग्रतः॥२४१

જે દિશાનું પવન તત્વ ચાલતું હોય તેજ દિશામાં યુદ્ધાર્થે સેનાને મોકલે તો સામો ગમે તો ઇન્દ્ર હોય તો પણ જય પામે છે, એમાં જરા પણ સંશય નથી. ૨૪૧

यत्र नाड्यां वहेद्वायुस्तदंगे प्राणमेव च ॥
आकृष्य गच्छेत्कर्णांत जयत्येव पुरंदरः ॥२४२॥

જે નાડીનું પવન તત્ત્વ ચાલતું હોય, તેજ નાડીના પવનને કાન સુધી ખેંચીને ગમન કરે, તો ઇન્દ્રને પણ જીતી લે છે ૨૪૨

**प्रतिपक्षप्रहारेभ्यः पूर्णांगं योऽभिरक्षति ॥**
**न तस्य रिपुभिः शक्तिर्बलिष्ठैरपि हन्यते ॥२४३॥**

જે યોધ્ધો શત્રુના પ્રહારોથી પોતાનાં સઘળાં અંગોનું રક્ષણ કરે છે, તે યોધ્ધાની શક્તિને બળવાન શત્રુ પણ નષ્ટ કરી શકતો નથી. ૨૪૩

**अंगुष्ठतर्जनविंशे पदांगुष्ठे तथा ध्वनिः ॥**
**युद्धकाले च कर्त्तव्यो लक्षयोद्धा जयी भवेत्२४४**

અંગુઠો અને તર્જની તેનાં વંશમાં અને પગના અંગુઠામાં યુધ્ધ સમય જો ધ્વનિ શબ્દ કરે તો તે લાખ યોધ્ધાને પણ જીતી શકે છે. ૨૪૪

**निशाकरे रवौ चारे मध्ये यस्य समीरणे ।**
**स्थितो रक्षेद्दिगंतानि जयकांक्षा गनः सदा॥२४५**

ચન્દ્ર અને સૂર્યના પ્રવાહમાં જો વાયુ તત્વ વહે, તો તે સમય ગમન કરવાવાળો દિગંત સુધી સંરક્ષણ કરી શકે છે, અને સદા જય પામે છે, ૨૪૫

**श्वासप्रवेशकाले तु दुतो जल्पति वाछितम् ।**
**तस्यार्थः सिद्धिमायाति निर्गमे नैव सुंदरि॥२४६॥**

જે મનુષ્યના શ્વાસના પ્રવેશ સમયમાં દૂત પોતાના મુખથી વાંછિત વાતને કહે; તો હે સુંદરી ! ગમન કરતાંની સાથેજ તે મનુષ્યનો અર્થ સિધ્ધ થઇ જાય છે. ૨૪૬

**लाभादीन्यपि कार्याणि पृष्ठानि कीर्तितानि च ।**
**जीवे विशति सिध्यंति हानिर्निःसरणे भवेत्।२४७।**

પુછેલા તથા કહેલા લાભ—આદિ સઘળાં કાર્ય જીવ નાડીના પ્રવેશ સમયમાં સિધ્ધ થાય છે. અને નિકળવાના સમયમાં નષ્ટ થઇ જાય છે. ૨૪૭

नरे दक्षा स्वकीया च स्त्रियां वामा प्रशस्यते ।
कुंभको युद्धकाले च तिस्रो नाड्यस्त्रयं गतिः२४८

પુરૂષોની પોતાની જમણી નાડી અને સ્ત્રીઓની ડાબી નાડી અને યુધ્ધ સમય કુંભકનાડી શ્રેષ્ટ હોય છે. આ પ્રકારે ત્રણ નાડી છે, અને ત્રણજ તેની ગતિ છે. ૨૪૮

हकारस्य सकारस्य विना भेदं स्वरः कथम् ।
सोऽहंहंसपदेनैवं जीवो जयति सर्वदा ॥२४९॥

હકાર અને ભેદવગર સ્વર જ્ઞાન શી રીતે થઈ શકે તેમ છે ? માટે જીવસોહં અને હંસ એ બે પદોથીજ સર્વદા જયને પામે છે. ૨૪૯

शून्यांगं पुरित कृत्वा जीवांगे गोपयेज्जयम् ।
जीवांगे वातमाप्नोति शुन्यांगे रक्षते सदा २५०॥

શુન્ય અંગને પુર્ણ કરીને જીવાંગની રક્ષા કરવાથી જય પ્રાપ્ત થાય છે, અને શુન્યાંગ સદા સંરક્ષણ કરે છે. ૨૫૦

वामे वा यदि वा दक्षे यदि पृच्छाति पृच्छकः ।
पुर्णे घातो न जानेत शुन्ये घातं विनिर्दिशेत्२५१

જો પ્રશ્ન કર્તા ડાબી તથા જમણી તરફ બેસીને યુદ્ધનું પ્રશ્ન કરે, અને તે સમય પૂર્ણ સ્વર હોય તો નાશ નહિ થાય, અને શુન્ય હોય તો ઘાત થશે, એમ સમજવું

मुतत्वेनोदरे धातः पदस्थानेंऽधुना भवेत् ।
ऊरुस्थानेऽमितत्वेन करस्थाने च वायुना ॥२५२॥

પ્રશ્ન સમય પૃથ્વિતત્વ હોય તો, ઉપદેશમાં જળ તત્વ હોય તો, પગમાં અગ્નિ તત્વ હોય તો, જંઘા સાથળમાં વાયુ તત્વ હોય તો હાથમાં ઘાત થશે, અર્થાત્ શસ્ત્ર વાગશે. ૨૫૨

**शिरसि व्योमतत्त्वे ज्ञातव्यो घातनिर्णयः ।**
**एवं पंचविधो घातः स्वरशास्त्रे प्रकाशितः ॥२५३॥**

જો આકાશ તત્વ વહેતું હોય, તો માથામાં ઘાનો નિર્ણય જાણવો, આ પ્રકારે સ્વર શાસ્ત્રમાં પાંચ પ્રકારનો ઘાવ કહેલો છે. ૨૫૩

**युद्धकाले यदा चंद्रः स्थायी जयति निश्चितम् ।**
**यदा सूर्यप्रवाहस्तु यायी विजयते तदा ॥२५४॥**

જ્યારે યુદ્ધના સમયમાં ચન્દ્રનો સ્વર ચાલતો હોય, તો જે પર ચડાઇ કરવામાં આવે તેનો નિશ્ચય જય થાય છે, અને જો સૂર્યના સ્વરનો પ્રવાહ હોય, તો ચડાઈ કરવાવાળાનો જય થાય છે. ૨૫૪

**जयमध्ये तु संदेहे नाडीमध्यं तु लक्षयेत् ।**
**सुषुम्नायां गते प्राणे समरे शत्रुसंकटम् ॥२५५॥**

જો જયમાં સંદેહ હોય તો નાડીનાં મધ્ય તે જોવાથી ખાત્રી થશે જો પ્રાણવાયુ સુષુમ્ણા નાડીમાં ચાલતો હોય તો સંગ્રામમાં શત્રુને સંકટ થાય છે. ૨૫૫

**यस्या नाडया भवेच्चारस्तां दिशं युधि संश्रयेत ।**
**तदाऽसौ जयमाप्नोति नात्र कार्या विचारणा॥२५६॥**

જે નાડી યુદ્ધ સમય ચાલતી હોય તે દિશામાં ઉભું રહેવું અર્થાત્ ચંદ્ર નાડીમાં પૂર્વ અથવા ઉત્તરમાં, સૂર્ય નાડીમાં દક્ષિણમાં અથવા પશ્ચિમમાં ઉભું રહેવું. આ પ્રકારે

ઉભો રહે તો યુદ્ધ કરનાર જયને પામે છે, એમાં જરા પણ વિચાર કરવાનો નથી. ૨૫૬

यदि संग्रामकाले तु वामनाडी यदा वहेत् ।
स्थायिनो विजयं विद्याद्रिपुवश्यादयोऽपि च ॥२५७॥

જે યુદ્ધ વેળાએ વામ નાડી ચાલતી હોય, તો સામા પક્ષનો વિજય થાય છે, અને શત્રુને શરણ ચડાઈ કરવા-વાળાને જવું પડે છે. ૨૫૭

यदि संग्रामकाले तु सूर्यस्तु व्यावृतो वहेत् ।
तदा यायिजयं विद्यात् सदेवासुरमानवे ॥२५८॥

સંગ્રામ સમય જો સૂર્યના સ્વરનો તાર ચાલતો હોય તો તે સમય દેવતા, રાક્ષસ અને મનુષ્યના યુદ્ધમાં ચડાઈ કરવાવાળાને વિજય પ્રાપ્ત થાય છે. ૨૫૮

रणे हरति शत्रुस्तं वामायां प्रविशेन्नरः ।
स्थानं विषुवचारेण जयः सूर्येण धावता ॥२५९॥

જો મનુષ્ય વામ નાડીના પ્રચારમાં યુદ્ધમાં પ્રવેશ કરે છે, તેને સંગ્રામમાં શત્રુ હરાવે છે, અને સુષુમ્ણા નાડીના વહનમાં જો ગમન કરે, તો તેને સ્થાનની પ્રાપ્ત થાય છે અર્થાત્ યુદ્ધ થતું નથી. સૂર્યસ્વર ચાલતાં ગમન કરે તો જય પામે છે. ૨૫૯

युद्धद्वये कृते प्रश्ने पूर्णस्य प्रथमे जयः ।
रिक्ते चैव द्वितीयस्तु जयी भवति नान्यथा ॥२६०॥

જો એકજ સમય યુદ્ધના સંબંધમાં બે પ્રશ્ન હોય અને જો તે સમય પૂર્ણ સ્વર ચાલતો હોય તો તે પ્રથમ પ્રશ્ન કરવાવાળાને જય મળે છે અને જો રિક્ત સ્વર વહેતો

હોય તો તો બીજાનો જય થાય છે, પણ પ્રથમ પ્રશ્ન કરનારનો જય થતો નથી. ૨૬૦

पूर्णनाडीगतः पृष्ठे शून्यांगं च तदागतः ।
शून्यस्थाने कृतः शत्रुर्म्रियते नात्र संशयः ॥२६१॥

જો પૂર્ણ નાડીમાં પ્રશ્ન કરવા ગયેલ હોય તો શત્રુ પીઠ બતાવી ભાગી જાય, શુન્ય નાડીનું અંગ હોય તો શત્રુ સામો આવે; શુન્ય સ્થાનમાં પ્રશ્ન કરેલ હોય તો તે શત્રુ મરણ પામે છે. એમાં જરા પણ સંશય નથી.

वामचारे समं नाम यस्य तस्य जयो भवेत् ।
पृच्छको दक्षिणे भागे विजयी विषमाक्षरः ॥२६२॥

જો કોઇ વામ ભાગમાં બેસીને પ્રશ્ન કરે તો તેના પ્રશ્નના અને જે વાત પુછે તેના સમાક્ષર હોય તો તેનો જય અને વિષમ અક્ષરવાળાનો પરાજય થાય છે, જો દક્ષિણ ભાગમાં બેસીને પ્રશ્ન કરે, તો વિષમ અક્ષરવાળાનો પરાજય થાય છે ૨૬૨

यदा पृच्छाति चंद्रस्य तदा संधानमादिशेत् ।
पृच्छेद्यदा तु सुर्यस्य तदा जानीहि विग्रहम् ॥२६३॥

જો પૂછતી વેળાએ ચન્દ્રનો સ્વર ચાલે તો તે સંધિ-કરાવે, અને જો સૂર્યના સ્વરમાં પ્રશ્ન કરે, તો તેજ સમપ વિગ્રહ થશે. એમ જાણી લેવું. ૨૬૩

पार्थिवे च समं युद्धं सिद्धिर्भवति वारुणे ।
युद्धे हि तैजसे भंगो मृत्युर्वायौ नभस्यापि ॥२६४॥

જો પૃથ્વિ તત્વમાં યુદ્ધનો આરંભ થાય તો યુદ્ધમાં સમાનતા, જળ તત્વમાં જયની પ્રાપ્તિ, તેજ તત્વમાં નાશ, વાયુ અને આકાશ તત્વમાં મરણ થાય છે. ૨૬૪

निमित्ततः प्रमादाद्वा यदा न ज्ञायतेऽनिलः ।
प्रश्नकाले तदा कुर्यादिदं यत्नेन बुद्धिमान् ॥२६५॥

જો કોઇ પણ નિમિત્તથી અથવા પ્રમાદથી પ્રશ્ન સમય દક્ષિણ યા ઉત્તર સ્વરનું જ્ઞાન ન હોય, ત્યારે બુદ્ધિમાન મનુષ્ય યત્નપૂર્વક આ પ્રમાણે કરવું. ૨૬૫

निश्चलां धारणां कृत्वा पुष्पं हस्तान्निपातयेत् ।
पूर्णांगे पुष्पपतनं शून्यं वा तत्परं भवेत ॥२६६॥

નિશ્ચય ધારણા કરીને પોતાના હાથથી પૃથ્વીપર પુષ્પને નાખે, જો પોતાના આગળ પુષ્પ પડે તો પૂર્ણ ફળ અને જો દૂર પુષ્પ પડે તો શુન્ય ફળ જાણવું. ૨૬૬

तिष्ठन्नुपविशन्वापि प्राणमाकर्षयन्निजम् ।
मनोभंगमकुर्वाणः सर्वकार्येषु जीवति ॥ २६७ ॥

જે મનુષ્ય ઉભા રહીને અથવા બેશીને પોતાના પ્રાણ-વાયુને નિશ્ચય મનથી શરીરના અંદર આકર્ષણ કરે છે તેનાં સર્વ કાર્ય સિદ્ધ થાય છે, ૨૬૭

न कालो विविधं घोरं न शस्त्रं न च पन्नगाः ।
न शत्रुव्याधिचोराद्याः शून्यस्था नाशितुं क्षमाः।२६८

કાળ અને નાના પ્રકારનાં ભયાનક શસ્ત્ર, સર્પ, શત્રુ વ્યાધિ અને ચોર–આદિ શુન્ય સ્થાનમાં રહેલા એ સર્વ મનુષ્યને નાશ કરવાને સમર્થ થતાં નથી, ૨૬૮

जीवेन स्थापयेद्वायुं जीवेनारंभयेत्पुनः ।
जीवेन क्रीडते नित्यं द्यूत जयति सर्वथा ॥२६९॥

જીવ સ્વરથી વાયુને સ્થિર કરે, પછી જીવથીજ વા-

ચુનો આરંભ કરે અને જીવશ્રીજ દ્યુત ક્રીડાનો આરંભ કરે તો દ્યુત જુગારમાં અવશ્ય જય પ્રાપ્ત થાય છે. ૨૬૯

स्वरज्ञानिबलादग्रे निष्फलं कोटिधा भवेत ।
इह लोके परत्रापि स्वरज्ञानी बली सदा ॥२७०॥

સ્વરના જ્ઞાનવાળાના બળ પાસે કરોડો પ્રકારનાં બળ નિષ્ફળ થાય છે, કેમકે સ્વરના જ્ઞાની આ લોકમાં અને પરલોકમાં સદા બળવાન હોય છે. ૨૭૦

दशशतायुतं लक्षं देशाधिपबलं क्वचित ।
शतक्रतुसुरेंद्राणां बलं कोटिगुणं भवेत ॥ २७१ ॥

કોઇ મનુષ્યને દશ, કોઇને સો, કોઇને દસ હજાર, કોઇને લાખ અને કોઇને દેશના રાજ્યનું બળ હોય છે. અને ઇન્દ્ર તથા બ્રહ્મા આદિ દેવતાઓને તો તેઓનાથી કરોડો ગણું બળ થાય છે. આ પ્રકારે સ્વરનું બળ સર્વના કરતાં કરોડો ગણું છે. ૨૭૧

देव्युवाच ।

परस्परं मनुष्याणां युद्धे प्रोक्तो जयस्त्वया ।
यमयुद्धे समुत्पन्ने मनुष्याणां कथंजयः ॥२७२॥

પાર્વતી પુછે છે કે મનુષ્યોને પરસ્પર યુદ્ધમાં જયની પ્રાપ્તિ આપે કહી, પરંતુ જ્યારે યમરાજની સાથે યુધ્ધ હોય, ત્યારે મનુષ્યનો શી રીતે જય થાય? ૨૭૨

ईश्वर उवाच ।

ध्यायेद्देवं स्थिरो जीवं जुहुयाज्जीवसंगमे ।
इष्टसिद्धिर्भवेत्तस्य महालाभो जयस्तथा ॥२७३॥

શ્રી મહાદેવજી કહે છે કે—હે પાર્વતી! જે મનુષ્ય સ્થિર થઇને દેવતાઓનું ધ્યાન કરે અને જીવ સંગમ-કુમ્ભક પ્રાણવાયુમા જીવનો હોમ કરે, તે મનુષ્યને ઇષ્ટની સિધ્ધિ, મહાલાભ અને જયની પ્રાપ્તિ થાય છે. ૨૭૩

निराकारात्समुत्पन्नं साकारं सफलं जगत ।
तत्साकारं निराकारं ज्ञाने भवति तत्क्षणात॥२७४॥

નિરાકાર પરમેશ્વરથી આકારવાળું આખું જગત ઉત્પન્ન થયું છે. નિરાકાર પરમેશ્વરનાં જ્ઞાનથી આ જગત આકારવાળું તેજ ક્ષણમાં થઇ જાય છે. ૨૭૨

श्रीदेव्युवाच ।

नरयुद्धं यमयुद्धं त्वया प्रोक्तं महेश्वर ।
इदानीं देवदेवानां वशीकरणकं वद ॥ २७५ ॥

પાર્વતીજી પૂછે છે કે હે મહેશ્વર! મનુષ્ય અને યમરાજનું યુધ્ધ આપે વર્ણન કર્યું. હવે આપ દેવતાઓ જે પ્રમાણે દેવોને વશ કરે છે, તે પ્રકાર કહી દેખાડો. ૨૭૫

ईश्वर उवाच ।

चंद्रं सुर्येण चाकृष्य स्थापयेज्जीवमंडले ।
आजन्मवशगा रामा कथितेयं तपोधनैः । २७६ ।

શ્રી મહાદેવજી કહે છે કે સ્ત્રીના ચન્દ્રસ્વરને પોતાના સૂર્યસ્વરથી આકર્ષણ કરીને પોતાના જીવસ્વરને મંડળમાં રાખે, તો જન્મપર્યંત સ્ત્રી પોતાના વશમાં થઇ જાય છે, આમ તપસ્વીઓનું કહેવું છે. આ ક્રિયા પોતાની વિવાહિતા સ્ત્રીઓમાંજ થઇ શકે છે. ૨૭૬

जीवेन गृह्यते जीवो जीवो जीवस्य दीयते ।
जीवस्थाने गतो जीवो बालाजीवांतकारकः।२७७।

પુરૂષ પોતાના જીવસ્વરથી સ્ત્રીના જીવ વરને ગ્રહણ કરે, અને સ્રીના જીવ વરમાં પોતાના જીવસ્વરને આપે આ પ્રકારે જીવના સ્થાનમાં જેનો જીવ ગયેલો હોય, તે પુરૂષ જન્મપર્યંત સ્રીના વશમાં રહે છે. ૨૭૭

रात्र्यंतयामवेलाया प्रसुप्ते कामिनीजने ।
ब्रह्मजीवं पिबेद्यस्तु बालाप्राणहरो नरः ।२७८।

રાત્રિના પાછલા પોહોરના સમય જે મનુષ્ય સુષુમ્ણા સ્વરનું પાન કરે છે, તે મનુષ્ય સ્રીઓના પ્રાણોને વશમાં કરે છે. ૨૭૮

अष्टाक्षरं जपित्वा तु तस्मिन्काले गते सति ।
तत्क्षणं दीयते चंद्रो मोहमायाति कामिनी ।२७९।

તે કાળ વ્યતીત થયા પછી અષ્ટાક્ષર મંત્રનો જપ કરીને જે પુરૂષ પોતાનો ચન્દ્રસ્વર સ્રીને આપે છે, તો તે સ્રી તેજ ક્ષણુમાં મોહને પ્રાપ્ત થાય છે. ૨૭૯

शयने वा प्रसंगे वा युवत्यालिंगनेऽपि वा ।
यः सूर्येण पिबेच्चंद्रं स भवेन्मकरध्वजः । २८० ।

શયન સમય વા:સ્રી સંગમાં અથવા સ્પર્શ વખતે જે મનુષ્ય પોતાના સૂર્યસ્વરથી સ્રીના ચન્દ્રસ્વરનું પાન કરે છે, તે મનુષ્ય કામદેવના સમાન મોહ કરવાવાળો થાય છે.૨૮૦

शिव आलिंग्यते शक्त्या प्रसंगे दक्षिणेऽपि वा ।
तत्क्षणाद्दापयेद्यस्तु मोहयेत्कामिनीशतम् ॥२८१॥

જો શિવ સ્વર—સૂર્ય, શક્તિ સ્વરથી ચન્દ્ર આ સંગના સમો મળી જાય અથવા પુરૂષ પોતાનો ચન્દ્ર સ્વર સ્ત્રીને આપે, તે પુરૂષ સ્ત્રીઓને મોહ કરી શકે છે. ૨૮૧

**सप्त नव त्रयः पंच वारान्संगस्तु सुर्यमे ।**
**चंद्रे द्विचतुःषट्कृत्वो वश्या भवति कामिनी ।२८२।**

સ્ત્રીના ચન્દ્ર સ્વરને પોતાના સૂર્ય સ્વરમાં આપ્યા પછી સાત, નવ, ત્રણ અથવા પાંચ વાર સંગ કરે, અથવા સ્ત્રીના ચન્દ્ર સ્વરમાં પોતાનો સૂર્ય સ્વર કરીને બે, ચાર અને છ વાર સંગ કરે, તો તે કામિની વશ થઈ જાય છે. ૨૮૨

**सूर्यचंद्रौ समाकृष्य सर्पाक्रांत्याधरोष्ठयोः ।**
**महापद्मे मुखं स्पृष्ट्वा वारंवारमिदं चरेत् ॥२८३॥**

પોતાના સૂર્ય અને ચન્દ્ર સ્વરને સર્પની ગતિથી ખેંચીને અધરોષ્ટપર સ્ત્રીના મુખથી પોતાનું મુખ સ્પર્શ કરીને વારંવાર પ્રથમ કહ્યા અનુસાર ચન્દ્ર અને સૂર્યને મેળવે. ૨૮૩

**आप्राणमिति पद्मस्य यावन्निद्रावशं गता ।**
**पश्चाज्जागृतिवेलायां चोष्येते गलचक्षुषी ॥२८४॥**

જેટલો સમય સ્ત્રી નિદ્રામાં રહે ત્યાં સુધી પૂર્વોક્ત પ્રકારે સ્ત્રીના મુખ કમળનું પાન કરે, અને પછી જાગવા વખતે કંઠ અને નેત્રનું ચુમ્બન કરે. ૨૮૪

**अनेन विधिना कामी वशयेत्सर्वकामिनीः ।**
**इदं न वाच्यमन्यस्मिन्नित्याज्ञा परमेश्वरी ॥२८५॥**

આ પ્રમાણે કરીને કામી પુરૂષ કામિનીયો—સ્ત્રીઓને

વશ કરે છે; પરંતુ મારી એ ખરેખરી આજ્ઞા છે કે, આ વશીકરણ કોઈ લંપટને ન કહેવું. ૨૮૫

ઇતિ વશીકરણમ.

## अथ गर्भप्रकरणम् ।

ऋतुस्नाता रता नारी पंचमेऽह्नि यदा भवेत् ।
सूर्याचंद्रमसोर्योगे सेवनात्पुत्रसंभवः ॥ २८६ ॥

### ગર્ભ પ્રકરણ.

ઋતુ સ્નાન પછી જ્યારે સ્ત્રીને પાંચમો દિવસ હોય છે, તે દિવસે પુરૂષનો સૂર્ય સ્વર અને સ્ત્રીનો ચન્દ્ર સ્વર ચાલતો હોય, તો તે સમય સ્ત્રીસંગ કરવાથી પુત્રનો જન્મ થાય છે. ૨૮૬

शंखवल्लीं गवां दुग्धे पृथ्व्यापो वहते यदा ।
भर्तुरेवं वदेद्वाक्यं दर्पं देहि त्रिभिर्वचः ॥२८७॥

જે સમય પૃથિવ અને જળ તત્વ વહેતાં હોય, તે સમય સ્ત્રીને ગાયના દુધમાં શંખાવલી ચવરાવે, અને પછી પોતાના પતિ પાસે ત્રણવાર ભોગની પ્રાર્થના કરે. ૨૮૭

ऋतुस्नाता पिबेन्नारी ऋतुदानं तु योजयेत ।
रुपलावण्यसंपन्नो नरसिंहः प्रसुयते ॥ २८८ ॥

જ્યારે સ્ત્રી ઋતુસ્નાન પછી ઉપર કહેલાં ઔષધને પીએ ત્યારે પુરૂષ ઋતુદાન આપે. તો રૂપવાન અને પરાક્રમમાં સિંહ સમાન પુત્ર પેદા થાય છે. ૨૮૮

सुषुम्णासुर्यवाहेन ऋतुदानं तु योजयेत् ।
अंगहीनः पुमान्यस्तु जायते त्रासविग्रहः ॥२८९॥

જે મનુષ્ય સુર્યસ્વરના પ્રવાહની સાથે સુષુમ્ણા સ્વરના ચાલવા સમયે ઋતુદાન આપે છે તો તેને કુરૂપ

અને અંગહીન પુત્ર ઉત્પન્ન થાય છે. ૨૮૯

विषमांके दिवारात्रौ विषमांके दिनाधिपः ।
चंद्रतोयाग्नितत्त्वेषु वंध्या पुत्रमवाप्नुयात् ॥२९०॥

ઋતુ પછી વિષમ દિવસોમાં પુરૂષનો સુર્ય સ્વર દિવસ તથા રાત્રીમાં ચાલે; અને સ્રીનો ચન્દ્ર ચાલે તથા પૃથ્વિ, જળ અને અગ્નિ એ તત્ત્વોમાં ગર્ભાધાન થાય, તો વંધ્યા પણ પુત્રપણાને પામે છે. ૨૯૦

ऋत्वारंभे रविः पुंसां स्त्रीणां चैव सुधाकरः ।
उभयोः संगमे प्राप्ते बंध्या पुत्रमवाप्नुयात् ॥२९१॥

જો ઋતુના પ્રારંભમાં પુરૂષનો સુય સ્વર અને સ્રીનો ચન્દ્ર સ્વર ચાલે અને એનો સંગમ થઇ જાય; તો પણ વંધ્યા પુત્રપણાને પ્રાપ્ત થાય છે. ૨૮૧

ऋत्वारंभे रविः पुंसां शुक्रांते चं सुधाकरः ।
अनेन क्रमयोगेन नादत्ते दैवदारुकः ॥२९२॥

જો ભોગના પ્રારંભમાં પુરૂષનો સુર્ય સ્વર ચાલે; અને વીર્યપાત થયા પછી ચન્દ્ર સ્વર ચાલવા લાગે તો આ ક્રમ યોગની સ્રી ગર્ભને ધારણ કરતી નથી. ૨૯૨

चंद्रनाडी यदा प्रश्ने गर्भे कन्या तदा भवेत् ।
सूर्यो भवेत्तदा पुत्रो द्वयोर्गर्भो विहन्यते ॥२९३॥

જો ગર્ભવતીના પ્રશ્ન સમયે ચંદ્રની નાડી ચાલે તો ગર્ભમાં કન્યા હોય છે અને જો સુર્ય સ્વર ચાલે તો પુત્ર હોય છે, અને જો બન્ને સ્વર ચાલતા હોય તો ગર્ભ નષ્ટ થઇ જાય છે. ૨૯૩

पृथ्व्यां पुत्री जले पुत्रः कन्यका तु प्रभंजने ।

तेजसि गर्भपातः स्यान्नभस्याप नपुंसकः ॥२९४॥

પ્રશ્ન સમયે પૃથ્વિ તત્ત્વ હોય તો કન્યા, જળ તત્ત્વ હોય તો પુત્ર, વાયુ તત્ત્વ હોય તો કન્યા, તેજ તત્ત્વ હોય તો ગર્ભપાત અને જો આકાશ તત્ત્વ હોય તો નપુંસક થાય છે. ૨૯૪

चंद्रे स्त्री पुरुषः सुर्ये मध्यमार्गे नपुंसकः ।
गर्भप्रश्ने यदा दूतः पूर्णे पुत्रः प्रजायते ॥२९५॥

ગર્ભના પ્રશ્ન સમયે જો ચંદ્ર સ્વર હોય તો કન્યા, સૂર્ય સ્વર હોય તો પુત્ર અને સુષુમ્ણાનો સ્વર હોય તો ગર્ભમાં નપુંસક હોય છે, અને જો પ્રશ્ન કરનાર દૂત પુર્ણ અંગવાળો હોય, તો પુત્ર ઉત્પન્ન થાય છે. ૨૯૫

शून्ये शून्यं युगे युग्मं गर्भपातश्च संक्रमे ।
तत्त्ववित्स विजानीयात कथितं तत्तु सुंदरि॥२९६॥

હે સુંદરી! પુછવાવાળાના અંગ સુન્ય હોય. અને શુન્ય બન્ને સ્વર ચાલે તો જોડલું હોય, અને જો સ્વરોનો સંક્રમ યા સુષુમ્ણા હોય તો તત્વોના વેત્તાઓએ ગર્ભપાત જાણવો. ૨૯૬

गर्भाधानं मारुते स्याच्च दुःखी
दिक्षु ख्यातो वारुणे सौख्ययुक्तः ।
गर्भस्रावः स्वल्पजीवश्च वह्नौ
भोगी भव्यः पार्थिवेनार्थयुक्तः ॥२९७॥

વાયુતત્ત્વમાં ગર્ભાધાન હોય તો દુઃખદાયક, જળયતત્વમાં ગર્ભાધાન હોય તો દિશાઓમાં વિખ્યાત અને સુખી અગ્નિતત્વમાં હોય તો ગર્ભપાત અથવા થોડા આયુષ્યવાળો અને જો પૃથિવી તત્વમાં ગર્ભાધાન હોય તો ભોગી,

સુંદર અને ધનવાન ઉત્પન્ન થાય છે. ૨૯૭

**धनवान् सौख्ययुक्तश्च भोगवानर्थसंस्थितिः ।**
**स्यान्नित्यं वारुणे तत्त्वे व्योम्नि गर्भो विनश्यति२९८**

જળતત્ત્વમાં ગર્ભાધાન, હોય તો ધનવાન, સુખી અને ભોગવાન તથા જેની પાસે સદા દ્રવ્ય રહે એવો પુત્ર ઉત્પન્ન થાય છે, અને જો આકાશતત્વમાં ગર્ભાધાન રહે તો તો ગર્ભ નાશ પામે છે. ૨૯૮

**माहेंद्रे सुसुतोत्पत्तिर्वारुणे दुहिता भवेत् ।**
**शेषेषु गर्भहानिः स्याज्जातमात्रस्य वा मृतिः२९९॥**

પૃથ્વિ તત્વમાં ગર્ભાધાન હોય તો પુત્રની અને જળતત્વમાં હોય તો કન્યા ઉત્પન્ન થાય છે અને શેષ તત્વમાં રહે તો તો ગર્ભની હાની તથા જન્મ થતાંજ મરણ થાય છે. ૨૯૯

**रविमध्यगतश्चंद्रश्चंद्रमध्यगतो रविः ।**
**ज्ञातव्यं गुरुतः शीघ्रं न वेदशास्त्रकोटिभिः ॥३००॥**

સુર્યસ્વરના મધ્યમાં ચન્દ્ર સ્વરની અને ચન્દ્ર સ્વરના મધ્યમાં સુર્ય સ્વરની ગતિ ગુરૂદ્વારા તુરત જાણી લે; પરંતુ તે વાત વેદ કે કરોડો શાસ્ત્રોથી આવડે તેવી નથી. ૩૦૦

## इति गर्भप्रकरणम् ।

ઇતિ ગર્ભ પ્રકરણમ.

## अथ संवत्सरफलम् ।

**चैत्रशुक्लप्रतिपादि प्रातस्तत्त्वविभेदतः ।**
**पश्येद्विचक्षणो योगी दक्षिणे चोत्तरायणे ॥३०१॥**

ચૈત્રમાસનો શુકલ પ્રતિપદાને દિવસે પ્રભાત સમયે તત્વોના વિભેદથી વિચિક્ષણ—પંડિત યોગી દક્ષિણાયન અને

ઉત્તરાયણને જુએ; અર્થાત્ એ દિવસના વહેવાથી આખા વર્ષના ફળને જુવે. ૩૦૧

चंद्रोदयस्य वेलायां वहमानाऽथ तत्वतः ।
पृथिव्यापस्तथा वायुः सुभिक्षं सर्वसस्यजम् ।३०२।

ચન્દ્રસ્વરના ઉદય સમય જો પૃથિવી, જળ વા વાયુતત્વ ચાલે તો સઘળી ખેતીમાં સારી પેદાશ થાય છે. ૩૦૨

तेजोव्योम्नोर्भयं घोरं दुर्भिक्षं कालतत्वतः ।
एवं तत्वफलं ज्ञेयं वर्षे मासे दिनेष्वपि ॥ ३०३ ॥

જો ચન્દ્રસ્વરમાં તેજ અને આકાશતત્વ ચાલતાં હોય તો ઘોર ભય અને દૂકાળ પડે છે. આ પ્રકારે સમયના તત્વાનુસાર વર્ષો, માસ અને દિવસોમાં પણ બધાં તત્વોનાં ફળ જાણવાં. ૩૦૩

मध्यमा भवति क्रूरा दुष्टा सर्वेषु कर्मसु ।
देशभंगमहारोगक्लेशकष्टादिदुःखदाः ॥ ३०४ ॥

મધ્યમા—સુષુમ્ણા નાડી ક્રુર અને સર્વ કર્મોમાં દુષ્ટ છે. દેશભંગ, મહારોગ, ક્લેશ અને કષ્ટ—આદિ અત્યંત દુઃખોને દેવાવાળી છે. ૩૦૪

मेषसंक्रांतिवेलायां स्वरभेदं विचारयेत् ।
संवत्सरफलं ब्रूयाल्लोकानां तत्वचिंतकः ॥३०५॥

જો મેષની સંક્રાંતી સમય સ્વરના ભેદને વિચારે તો તત્વને જાણવાવાળો મનુષ્ય લોકોને સંવત્સરનું ફળ કહી શકે છે. ૩૦૫

पृथिव्यादिकतत्वेन दिनमासाब्दजं फलम् ।
शोभनं च यथा दुष्टं व्योममारुतवह्निभिः ॥३०६॥

મેષસંક્રાંતિ સમય પૃથિવી—આદિ તત્વોથી દિવસ, માસ અને વર્ષનું ફળ શુભ જાણવું અને આકાશ પવન

અને અગ્નિતત્વથી દુષ્ટ ફળ જાણવું. ૩૦૬

सुभिक्षं राष्ट्रवृद्धिः स्याद्बहुसस्या वसुंधरा ।
बहुवृष्टिस्तथा सौख्यं पृथ्वीतत्त्वं वहेद्यदि ॥३०७॥

મેષસંક્રાંતિને દિવસે જો પૃથિવીતત્વ ચાલે, તો કાળ પડતો નથી, દેશની વૃદ્ધિ, પૃથિવીમાં ઘણુંજ અનાજ પાકે, અતિવૃષ્ટિ અને બહુ સુખ થાય છે. ૩૦૭

अतिवृष्टिः सुभिक्षं स्यादारोग्यं सौख्यमेव च ।
बहुसस्या तथा पृथ्वी अप्तत्त्वं वै वहेद्यदि ॥३०८॥

જો તે દિવસે જળતત્વ વહેતું હોય તો અત્યંત વરસાદ, સકાળ, આરોગ્ય અને સુખ તથા પૃથિવીમાં ઘણી ખેતી થાય છે. ૩૦૮

दुर्भिक्ष राष्ट्रभंगः स्यादुत्पत्तिश्च विनश्यति ।
अल्पादल्पतरा वृष्टिरग्नितत्त्वं वहेद्यदि ॥३०९॥

અગ્નિતત્વ જો ચાલતું હોય તો દુકાળ, દેશભંગ, ઉત્પત્તિનો નાશ અને ઘણોજ થોડો વરસાદ થાય છે. ૩૦૯

उत्पातोपद्रवा भीति--रल्पावृष्टिः स्युरीतयः ।
मेषसंक्रांतिवेलायां वायुतत्त्वं वहेद्यदि ॥ ३१० ॥

મેષસંક્રાંતિના સમયમાં જો વાયુતત્વ ચાલતું હોય તો ઉત્પતિ, ઉપદ્રવ, ભીતિ, અલ્પવૃષ્ટી, ઇતિ---ઉંદર પડવા આદિ છ પ્રકારની થાય છે. ૩૧૦

मेषसंक्रांतिवेलाया व्योमतत्त्वं वहेद्यादि ।
तत्रापि शून्यता ज्ञेया सस्यादीनां सुखस्य च ॥३११

મેષસંક્રાંતિના સમયે જો આકાશતત્વ ચાલતું હોય તો ધાન્યઆદિની અને સુખની શુન્યતા સમજી લેવી. ૩૧૧

पूर्णप्रवेशने श्वासे सस्यं तत्वेन सिद्धयति ।
सुर्यचंद्रेऽन्यथाभूते संग्रहः सर्वसिद्धिदः ॥३१२॥

જો શ્વાસનો પુર્ણ પ્રવેશ થઇ જાય તો તત્વથી ધાન્યની સિદ્ધિ થાય છે, અને જો તત્વોના ઉદય સમયે સૂર્ય તથા ચન્દ્રસ્વર વિપરીત થઈ જાય, અથવા તો ચન્દ્રના યોગમાં સૂર્ય, સૂર્યના યોગમાં ચન્દ્ર હોય તો કરેલો સંગ્રહ લાભદાતા થઇ પડે છે. ૩૧૨

विषमे वह्नितत्वं स्याज्ज्ञायते केवलं नभः ।
तत्कुर्याद्वस्तुसंग्राहं द्विमासे च महर्घता ॥३१३॥

જો દક્ષિણ સ્વરમાં અગ્નિતત્વ હોય, તથા કેવળ આકાશતત્વ હોય તો તે સમય વસ્તુઓનો સંગ્રહ કરવામાં આવે, તો બે માસમાં અવશ્ય મોંઘવારી થાય. ૩૧૩

रवौ संक्रमते नाडी चंद्रमंते प्रसर्पिता ।
खानिले वह्नियोगेन रौरवं जगतीतले ॥३१४॥

જો રાત્રિ સમય સૂર્યની નાડી ચાલતી હોય, અને પ્રભાતે ચન્દ્રની વહેવા લાગે, તથા તે સમય આકાશ, પવન અને અગ્નિતત્વનો યોગ હોય તો પૃથિવીતળ ઉપર મહા મહા અનર્થો થાય છે. ૩૧૪

ઇતિ સંવત્સર પ્રકરણ.

## अथ रोगप्रकरणम् ।

महीतत्वे स्वरोगश्च जले च जलमातृतः ।
[illegible] स्थशाकिनी पितृदोषतः ॥३१५॥

### રોગ પ્રકરણ.

જો પ્રશ્ન વખતે પૃથિવી તત્વ વહેતું હોય તો પ્રશ્ન-

બ્ધનો રોગ, જળતત્વ ચાલતું હોય તો જળની માતૃકાઓનો રોગ, તેજતત્વ વહેતું હોય તો ખેતર—વાડીમાં રહેવાવાલી શાકીની તથા પિતૃદોષથી રોગ થયો છે, એમ સમજવું. ૩૧૫

आदौ शून्यगतो दूतः पश्चात्पूर्णे विशेद्यदि ।
मूर्च्छितोऽपि ध्रुवं जीवेद्यदर्थं प्रतिपृच्छति ॥३१६॥

પૂછવાવાળો દુત જો પ્રથમ શુન્ય અંગના તરફ આવ્યો હોય, અને પછી પૂર્ણ અંગના તરફ પેઠો હોય, તો જે માટે તે પુછવા આવેલો છે, તે મુછી પામેલો છતાં પણ તે અવશ્ય જીવે છે. ૩૧૬

यस्मिन्नंगे स्थितो जीवस्तत्रस्थः परिपृच्छति ।
तदा जीवति जीवोऽसौ यदि रोगैरुपद्रुतः ॥३१७॥

જે અંગમાં જીવ રહેલો હોય, તે અંગના તરફ બેશીને પ્રશ્ન કરે, તો રોગોથી પીડિત છતાં પણ તે રોગી અવશ્ય જીવે છે. ૩૧૭

दक्षिणेन यदा वायुर्दूतो रौद्राक्षरं वदेत ।
तदा जीवति जीवोऽसौ चंद्रे समफलं भवेत् ॥३१८॥

જો દક્ષીણ નાડીનો વાયુ ચાલતો હોય, અને દુતના મુખથી ભયાનક વચન નિકળે, તો તે જીવ જીવશે, અને ચંદ્રસ્વર હોય તો સમાન ફળ થાય છે. ૩૧૮

जीवाकारं च वा धृत्वा जीवाकारं विलोक्य च ।
जीवस्थो जीवितप्रश्नं तस्य स्याज्जीवितं फलम् ३१९

જીવાકારને ધારીને અને જોઇને જીવમાં સ્થિત રહેલો દુત જીવવાનું પ્રશ્ન કરે તો તેને જીવનનું ફળ થાય છે. ૩૧૯

वामचारेतथादक्षप्रवेशेयत्रवाहनम् ।
तत्रस्थः पृच्छते दुतस्तस्य सिद्धिर्नसंशयः॥३२०॥

ડાબી નાડી—ઈડા અને જમણી નાડી પિંગળા એ એના ચાલવા તથા પ્રવેશ કરવા સમય જો દુત પ્રશ્ન કરે તો તેની સિદ્ધિ થાય છે, તેમાં સંશય નથી. ૩૨૦

प्रश्नेचाधःस्थितो जीवो नूनंजीवोहि जीवाति ।
ऊर्ध्वचारस्थितो जीवो जीवो याति यमालयम् ३२१

જો પ્રશ્નસમય દૂત નીચેના ભાગમાં બેઠો હોય, તો તો તે રોગી અવશ્ય જીવે છે, અને જો ઉંચા ભાગમાં બેઠો હોય તો તો જીવ યમાલયમાં ગયા વગર રહેતો નથી. ૩૨૧

विपरीताक्षरप्रश्ने रिक्तायां पृच्छको यदि ।
विपर्ययं च विज्ञेयं विषमस्योदये सति ॥३२२॥

જો વિષય નાડી સુષુમણાનો ઉદય હોય, અને પ્રશ્ન કર્તા રિકત નાડીમાં એવું પ્રશ્ન કરે, કે જેના અક્ષર વિષમ એક, ત્રણ અને પાંચ વિગેરે એકી હોય, તો તેનું વિપરીત ફળ જાણવું. ૩૨૨

चंद्रस्थाने स्थितो जीवः सुर्यस्थाने तु पृच्छकः ।
तदा प्राणवियुक्तोऽसौ यदि वैद्यशतैर्वृतः ॥३२३॥

જો પોતાનો શ્વાસવાયુ ચંદ્રમાના સ્થાનમાં સ્થિત હોય, અને પ્રશ્નકર્તા સુર્યના સ્થાનમાં સ્થિત હોય, તો તે રોગીની ચિકિત્સા ગમે તો સો વૈદ્યો કરતા હશે તોપણ તે અવશ્ય મરણ પામશે. ૩૨૩

पिंगलायं स्थितो जीवो वामे दूतस्तु पृच्छाति ।
तदाऽपि म्रियते रोगी यदि त्राता महेश्वरः ॥३२४॥

જો જીવ પિંગળામાં સ્થિત હોય, અને દુત વામ ભાગમાં બેસીને પુછે, તો તે સમય શ્રી મહાદેવજીથી સંરક્ષણ કરાયેલો રોગી પણ મરણ પામશે. ૩૨૪

एकस्य भूतस्य विपर्ययेण
रोगाभिभूतिर्भवतीह पुंसाम् ।
तयोर्द्वयोर्बंधुसुहृद्विपत्तिः
पक्षद्वये व्यत्ययतो मृतिः स्यात् ॥ ३२५ ॥

इति रोगप्रकरणम् ।

એક ભુત—તત્વના વિપરીત થવાથી પણ પુરૂષોને તિરસ્કાર થાય છે, અને બે તત્વ વિપરીત થવાથી બંધુ અને મિત્રોથી વિપરીત થાય છે, અને તે એક માસ પર્યંત વિપરીત ચાલ્યો જાય, તો તે મરણજ થાય છે. ૩૨૫

ઇતિ રોગ પ્રકરણ

---

## अथ कालप्रकरणम् ।

मासादौ चैव पक्षादौ वत्सरादौ यथाक्रमम् ।
क्षयकालं परीक्षेत वायुचारवशात्सुधीः ॥३२६॥

કાળ પ્રકરણ.

માસ, પક્ષ અને વર્ષ એ ત્રણેના ક્રમના આદિમાં વિદ્વાન મનુષ્યે વાયુના પ્રચાર વશથી મરણના સમયનું પરિક્ષણ કરવું. ૩૨૧

पंचभूतात्मकं दीपं शिवस्नेहेन सोचितम् ।
रक्षयेत्सुर्यवातेन प्राणी जीवः स्थिरो भवेत् ॥३२७॥

આ પંચભુતાત્મક દેહને શિવ રૂપ સ્નેહ—તેલથી સિંચીને સુર્યરૂપ પવનથી જો પ્રાણી રક્ષણ કરે છે, તો તેનો જીવ સ્થિર થાય છે.

मारुतं बंधयित्वा तु सुर्यं बंधयते यदि ।

अभ्यासाज्जीवते जीवः सुर्यकालेऽपि वंचिते ३२८

જે મનુષ્ય પ્રાણવાયુને બાંધીને આખો દિવસ સ્વરનું બંધન કરે છે, આ પ્રકારે અભ્યાસના બળવડે સુર્ય કાળને છેતરીને તે જીવ જીવી શકે છે. ૩૨૮

गगनात्स्रवते चंद्रः कायपद्मं विकासयेत् ।
कर्मयोगसदाभ्यासैरमरः शशिसंश्रयात् ॥३२९॥

આકાશમાં ગમન કરવાથી ઇન્દ્ર કિરણ નીચે પડીને દેહ રૂપી કમળોનું સિંચન કરે છે, એ પ્રકારે કર્મના યોગથી યોગી ચન્દ્રમાનો આશ્રય લેવાના અભ્યાસથી અમર થઇ જાય છે. ૩૨૯

शशांकं वारयेद्रात्रौ दिवा वार्यो दिवाकरः ।
इत्यभ्यासरतो नित्यं स योगी नात्र संशयः ३३०

જે રાત્રે ચન્દ્રસ્વરનું અને દિવસે સુર્યસ્વરનું નિવારણ કરે છે તે, તે પ્રકારના અભ્યાસમાં તત્પર યોગીજ નિઃસંશય યોગી છે. ૩૩૦

अहोरात्रं यदैकत्र वहते यस्य मारुतः ।
तदा तस्य भवेन्मृत्युः संपूर्ण वत्सरत्रये ॥३३१॥

જે મનુષ્યનો પ્રાણવાયુ રાતદિવસ એકજ સ્થળે વહે છે, તો મનુષ્યનું મૃત્યુ ત્રણ વર્ષમાં થઈ જાય છે; ૩૩૧

अहोरात्रद्वयं यस्य पिंगलायां सदागतिः ।
तस्य वर्षद्वयं प्रोक्तं जीवितं तत्त्ववेदिभिः॥३३२॥

જે મનુષ્યના શ્વાસની બે ગતિ અહર્નિશ પિંગળામાં રહે તો તત્વને જાણવાળા પુરૂષે, તે મનુષ્યનું જીવન બે વર્ષનું કહેલું છે. ૩૩૨

त्रिरात्रं वहते यस्य वायुरेकपुटे स्थितः ।
तदा संवत्सरायुस्तं प्रवदंति मनीषिणः ॥३३३॥

જે મનુષ્યનો પ્રાણવાયુ ત્રણ રાત્રિપર્યંત એકજ નાસીકાના પુટમાં રહીને ચાલે, તો તેનું જીવન એક વર્ષ સુધીનું છે એમ વિદ્વાનો કહે છે. ૩૩૩

रात्रौ चंद्रो दिवा सुर्यो वहेद्यस्य निरंतरम् ।
जानीयात्तस्य वै मृत्युः षणमासाभ्यंतरे भवेत् ३३४

જે મનુષ્યનો રાત્રે ચન્દ્રસ્વર અને દિવસે સૂર્યસ્વર નિરંતર ચાલે તે મનુષ્યનું છ માસમાં મરણ થાય છે. ૩૩૪

लक्ष्य लक्षितलक्षणेन सलिले भानर्यदा दृश्यते
क्षीणो दक्षिणपश्चिमोत्तरपुरः षट्त्रिद्विमासैकतः ।
मध्यं छिद्रमिदं भवेद्दशदिनं धुमाकुलं तद्दिने
सर्वज्ञैरपि भाषितं मुनिवरैरायुः प्रमाणं स्फुटम् ३३५

જે મનુષ્યને જળમાં સૂર્યનું પ્રતિબિંબ ક્ષીણ, ક્રમથી દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર અને પુર્વમાં જોવામાં આવે તે છ, ત્રણ, બે અને એક માસ જીવશે, અર્થાત્ દક્ષિણમાં જે ક્ષીણ દેખે તે છ, પશ્ચિમમાં ત્રણ, ઉત્તરમાં બે અને પૂર્વમાં એક માસનું જીવન સમજવું. જો પ્રતિબિંબના મધ્યમાં છીદ્ર જોવામાં આવે તો દસ દિવસનું જીવન જાણવું. અને જો આખા પ્રતિબિંબમાં ધુમ્રના સદશ પ્રતીતિ થાય, તો તો તેજ દિવસ મરણ સમજવું. આ સર્વજ્ઞ મુનીશ્વરોએ અવસ્થાનું પ્રકટ પ્રમાણ કહેલું છે. ૩૩૫

दुतो रक्तकषायकृष्णवसनो दंतक्षतो मुंडित-
स्तैलाभ्यक्तशरीररज्जुककरो दीनश्च पुर्णोत्तरः ।

भस्मांगारकपालपाशमुशलीसूर्यास्तमायातियः
कालीशून्यपदस्थितो गदयुतः कालानलं चाहतः

જો પ્રશ્ન પૂછવાવાળા માણુસે કાળાં ભગવાં વસ્ત્ર પેહેરેલ હોય અથવા દાંત પડી ગયેલા હોય, મુંડન કરાવેલું હોય, તેલ મર્દન કરેલું હોય, હાથમાં દોરડું હોય, દીન—ગરીબ હોય, પુર્વોત્તર અર્થાત ઉત્તર દેવામાં સમર્થ અને ભસ્મ, અંગાર, કપાળ, પાશ અને મુશલ—આદિ જેના હાથમાં હોય, જે સુર્યાસ્ત સમય આવે, અને જેના પગ ઉઘાડા હોય, અર્થાત્ પગરખાં પહેરેલાં ન હોય, આવા પ્રકારનો દુત પ્રશ્ન કરવા આવે, તો તો રોગી કાળનેજ પામશે, એ સમજીજ લેવું. ૩૩૬

अकस्माच्चित्तविकृतिरकस्मात्पुरुषोत्तमः ।
अकस्मादिंद्रियोत्पातः सन्निपाताग्रलक्षणम् ३३७

જે રોગીના ચીત્તમાં અકસ્માત વિકાર થાય, અકસ્માત ઉત્તમ થઇ જાય, અને અકસ્માત ઈન્દ્રિયોમાં ઉત્પાત થઈ જાય તો તે સન્નિપાતનાં લક્ષણ છે, એમ સમજવું. ૩૩૭

शरीरं शीतलं यस्य प्रकृतिर्विकृता भवेत् ।
तदरिष्टं समासेन व्यासतस्तु निबोध मे ॥३३८॥

જેનું શરીર શીતળ હોય, પ્રકૃતિમાં વિકાર હોય, તે સંક્ષેપથી અરિષ્ટ જાણવું. અને તે વિસ્તાર પુર્વક હું કહું છું, તે શ્રવણ કરય. ૩૩૮

दुष्टशब्देषु रमते शुद्धशब्देषु चात्मनि ।
पश्चात्तापो भवेद्यस्य तस्य मृत्युर्न संशयः ।३३९।

જે મનુષ્ય ખરાબ શબ્દો બોલે, અને સારા શબ્દો કહીને પછી પશ્ચાતાપ કરે, તો તેનું નિઃસંશય મરણ થશે. ૩૩૯

हूंकारः शीतलो यस्य फूत्कारो वह्निसन्निभः ।
महावैद्योऽप्यवैद्यः स्यात्तस्य मृत्युर्भवेद्ध्रुवम् ३४०

જેનો હુંકાર શીતળ હોય, અને ફુત્કાર અગ્નિના સમાન હોય, તો તેનું ગમે તો મહાન્ વૈદ્ય સંરક્ષણ કરતો હોય, તોપણ તે નિશ્ચય મરણ પામે છે. ૩૪૦

जिह्वा विष्णुपदं ध्रुवं सुरपदं सन्मातृकामंडल-
मेतान्येवमरुंधतीममृतगुं शुक्रं त्वगस्त्यक्षणम् ।
एतेष्वेकमपि स्फुटं न पुरुषः पश्येत्पुरः प्रेषितं
सोऽवश्यं विशतीह कालवदनं संवत्सराद्दुर्ध्वतः ३४१

જે મનુષ્ય જીહ્વા આકાશ, ધ્રુવ, દેવમાર્ગ, માતૃકાઓનું મંડળ, અરૂંધતી ચન્દ્રમા, શુક્ર અને અગસ્ત્ય એમાંથી એકને પણ કહેવા છતાં પણ ન દેખે, તો તે રોગી અવશ્ય વર્ષ દિવસ પછી કાળના મુખમાં જાય છે. ૩૪૧

अरश्मिबिंबं सूर्यस्य वह्नेः शीतांशुमालिनः ।
दृष्ट्वैकादशमासायुर्नरश्चोर्ध्वं न जीवति ॥३४२॥

જે મનુષ્યને સૂર્ય તથા ચન્દ્રનાં પ્રતીબિંબ અને અગ્નિ એની કિરણો પ્રતીત થાય નહી, તો તે મનુષ્યનું જીવન માત્ર અગ્યાર માસનું જાણવું. ૩૪૨

वाप्यां पुरीषमूत्राणि सुवर्णं रजतं तथा ।
प्रत्यक्षमथवा स्वप्ने दशमासान्न जीवति ॥३४३॥

જે મનુષ્યને સ્વપ્નમાં અથવા જાગૃતાવસ્થામાં મળ, મુત્ર, સુવર્ણ અને ચાંદી જોવામાં આવે, તો તે દશ માસથી વધારે જીવતો નથી. ૩૪૩

क्वचित्पश्यति या दीपं सुवर्णं च कषान्वितम् ।
विरूपाणि च भूतानि नवमासान्न जीवति।३४४।

જે મનુષ્ય કોઇ કોઇવાર દીવાને અથવા કસોટી લગાવેલાં સુવર્ણને અને સઘળાં ભુતોને વિપરીત જુવે, તો તે નવ માસથી વધારે જીવતો નથી. ૩૪૪

स्थूलांगोऽपिकृशः कृशोऽपिसहसास्थूलत्वमालभ्यते
प्राप्तो वा कनकप्रभां यदिभवेत्क्रूरोऽपि कृष्णच्छविः
शुरो भीरुधर्मगोऽपि निपुणः शांतो विलोलः पुमा-
नित्येवंप्रकृतिःप्रयातिविकृतिंमासाष्टकंजीवति ३४५

જે મનુષ્યનો સ્વભાવ એવો ચલાયમાન થઇ જાય કે જો સ્થુળ હોય તો એકદમ કૃશ થઇ જાય, અને કૃશ હોય તો એકદમ સ્થુળ થઈ જાય અને ક્રુર તથા કૃષ્ણવર્ણ થઇને સુવર્ણ સમાન કાંતીવાળો થઈ જાય, શુરવીર થઇને ભીરૂ થઇ જાય, ધાર્મિક થઇને અધર્મી થઇ જાય અને શાંત થઇને ચંચળ થઈ જાય તો તે મનુષ્ય આઠ માસ જીવશે. ૩૪૫

पीडा भवेत्पाणितले च जिह्वा
मूले तथा स्याद्रुधिरं च कृष्णम् ।
विद्धं न च ग्लायति यत्र दृष्ट्या
जीवेन्मनुष्यः सहि सप्त मासान् ॥ ३४६ ॥

જે મનુષ્યનાં હાથનાં તળાંપર, જીભના મુળમાં રૂધીર કાળું થઈ જાય, અને જેના ગાત્રમાં દાબવાથી કે કસાથી દુઃખ ન થાય તો તે મનુષ્ય સાત માસ જીવે છે. ૩૪૬

मध्यंगुलानां त्रितयं न वक्रं
रोग विना शुष्यति यस्य कंठः ।

मुहुर्मुहुः प्रश्नपरोऽतिजाड्या-
त्षड्भिः स मासैः प्रलयं प्रयाति ॥ ३४७ ॥

જે મનુષ્યની વચલી ત્રણ આંગલીયો મરડાય નહી, રોગ વગરજ કંઠ સુકાઈ જાય અને જેને વારંવાર પુછવાથી જડતા થઈ જાય; અર્થાત્ પુર્વાપરનું અનુસંધાન ન રહે, તો તે મનુષ્ય ૭ માસમાં મરણ પામે છે. ૩૪૭

न यस्य स्मरणं किंचिद्विद्यते स्तनचर्मणि ।
सोऽवश्यं पंचमे मासि स्कंधारूढो भविष्यति ३४८

જે મનુષ્યનાં સ્તનોનું ચામડું બહેરૂં થઈ જાય તો તે મનુષ્ય પાંચ માસમાં મનુષ્યની કાંધે અવશ્ય ચડે છે; અર્થાત્ મરણ પામે છે. ૩૪૮

यस्य न स्फुरति ज्योतिः पीड्यते नयनद्वयम् ।
मरणं तस्य निर्दिष्टं चतुर्थे मासि निश्चितम्।३४९।

જે મનુષ્યનાં નેત્રોનું તેજ પ્રકાશ કરતું ન હોય, બે આંખ્યોમાં પીડા થતી હોય, તો તે મનુષ્યનું મરણ ચોથે માસે અવશ્ય થશેજ. ૩૪૯

दंताश्च वृषणौ यस्य न किंचिदपि पीड्यते ।
तृतीयमासतोऽवश्यं कालाज्ञायां भवेन्नरः ।३५०।

જે મનુષ્યના દાંત અને અંડકોષોમાં દબાવવા છતાં કાંઈ પીડા ન થાય, તો તે ત્રીજે મહિને કાળની આજ્ઞામાં જાય છે, અર્થાત્ મરણ પામે છે. ૩૫૦

कालो दूरस्थितो वापि येनोपायेन लक्ष्यते ।
तं वदामि समासेन यथादिष्टं शिवागमे॥३५१॥

દુર સ્થિત છતાં કાળ જે ઉપાયથી જોવામાં આવે તે ઉપાયને શિવશાસ્ત્રનો સાર સંક્ષેપમાં કહું છું. ૩૫૧

एकांतं विजनं गत्वा कृत्वादित्यं च पृष्ठतः ।
निरीक्षयेन्निजच्छायां कंठदेशे समाहितः ।३५२।

એકાંત નિર્જન વનમાં જઇને અને સૂર્યને પાછળ રાખીને પોતાની છાયાને સાવધાનપણાથી કંઠ દેશમાં જોવી. ૩૫૨

ततश्चकाशमीक्षेत ह्रींपरब्रह्मणे नमः ।
अष्टोत्तरशतं जप्त्वा ततः पश्यति शंकरम् ॥३५३॥

પછી આકાશ જોવું અને 'ह्रीं परब्रह्मणे नमः ।' એ મંત્રનો એકસો આઠ વાર જપ કરે, તો તે મનુષ્ય શિવજીને જોઈ શકે છે. ૩૫૩

शुद्धस्फटिकसंकाशं नानारूपधरं हरम् ।
षण्मासाभ्यासयोगेन भुचराणां पतिर्भवेत् ॥
वर्षद्व द्व तेनाथ कर्त्ता हर्ता स्वयंप्रभुः ॥३५४॥

જે શીવજીનું સ્વરૂપ શુદ્ધ સ્ફટિકના તુલ્ય છે, અને જે નાના પ્રકારનાં રૂપોને ધારણ કરે છે. આ પ્રકારે છ માસ અભ્યાસ કરવાથી પ્રાણી રાજા થાય છે, અને બે વર્ષ અભ્યાસ કરવાથી કર્તા, હરતા, સ્વયંભુ થઇ જાય છે. ૩૫૪

त्रिकालज्ञत्वमाप्नोति परंमानदमेव च ।
सतताभ्यासयोगेन नास्ति किंचित्सुदुर्लभम् ॥

અને નિરંતર અભ્યાસ કરવાથી ભુત, ભવિશ્ય અને વર્તમાન એ ત્રણે કાળનું જ્ઞાન, અને પરમાનંદને પ્રાપ્ત થાય છે, અને તેને કોઈ પણ વસ્તુ દુર્લભ થતી નથી. ૩૫૫

तद्रूपं कृष्णवर्णं यः पश्यति व्योम्नि निर्मले ।
षण्मासान्मृत्युमाप्नोति स योगी नात्र संशयः ॥

જે યોગીને નિર્મળ આકાશમાં શિવજીનું સ્વરૂપ કાળું જોવામાં આવે, તો તે યોગી નિઃસંશય છ માસમાં મરણ પામે છે. ૩૫૬

पीते व्याधिभयं रक्ते नीले हानि च निर्दिशेत् ।
नानावर्णोऽथ चेत्तस्मिन् सिद्धिश्च गीयते महान् ॥

પીળું જુવે તો વ્યાધી, લાલ જુવે તો ભય, લીલું જુવે તો હાની અને નાના પ્રકારનાં રંગવાળું જુવે તો તો યોગી સીદ્ધીઓને પામે છે. ૩૫૭

पदे गुल्फे च जठरे विनाशः क्रमशो भवेत् ।
विनश्यतो यदा बाहू स्वयं तु म्रियते ध्रुवम् ॥३५८॥

જો છાયામાં પગ, ગુલ્ફ અને પેટ એ જોવામાં ન આવે, હાથ જોવામાં ન આવે, તો તો અવશ્ય રોગી મરણ પામે છે. ૩૫૮

वामबाहौ तथा भार्या नश्येन्नष्टे न संशयः ।
दक्षिणे बंधुनाशो हि मृत्युमात्मवि निर्दिशेत् ३५९

જો ડાબી ભુજા જોવામાં ન આવે તો નિઃસંશય સ્ત્રી નાશ પામે છે, જો જમણો હાથ જોવામાં ન આવે તો બંધુઓનો નાશ થાય છે, તથા પોતાનું મરણ એક માસમાં થાય છે. ૩૫૯

अशिरो मासमरणं विना जंघे दिनाष्टकः ।
अष्टभिः स्कंधनाशेन छायालोपेन तत्क्षणात् ३६०

માથું ન જુવે તો માસમાં, સાથળ ન જુવે તો આઠ

દિવસમાં, સ્કંધ ન જુવે તો પણ આઠ દિવસમાં અને પોતાની છાયા સમુળગી ન જુવે, તો તો તેજ ક્ષણે મરણ જાણી લેવું. ૩૬૦

प्रातः पृष्ठगते रवौ च निमिषाच्छायांगुलीश्चाधरं
दृष्ट्वार्धेन मृतिस्त्वनंतरमहो च्छायानरं पश्यति ।
तत्कर्णांसकरास्यपार्श्वहृदयाभावे क्षणार्धात्स्वयं
दिङ्मूढो हिनरः शिरोविगमतो मासांस्तु षडजीवति

જો પ્રભાતે સૂર્યને પીઠના તરફ કરીને છાયામાં પુરૂષની આંગળી અને હોઠ ન જોવામાં આવે, તો નિમિષ માત્રમાં, અને પછી છાયાને તથા પોતાને પણ ન જુવે તો અર્દ્ધ નિમિષમાં મરણ થાય છે. અને છાયાના કાન, સ્કંધ, હાથ, મુખ, પડખાં, અને હૃદય જોવામાં ન આવે તો અર્ધ ક્ષણમાં મરણ થશે, અને છાયામાં પુરૂષનું મસ્તક જોવામાં ન આવે તો, અને દિશાઓનું પણ જ્ઞાન ન રહે તો મનુષ્ય છ માસ જીવે છે. ૩૬૧

एकादिषोडशाहानि यदि भानुर्निरंतरम् ।
वहेत्तस्य भवेन्मृत्युः शेषाहेन च मासिके ॥३६२॥

જે મનુષ્યનો સોળ દિવસ સુધી નિયમિત સૂર્ય સ્વરજ ચાલ્યા કરે, તો તે મનુષ્યનું મરણ પંદર દિવસમાંજ થઇ જાય છે. ૩૬૨

संपुर्ण वहते सुर्यश्चंद्रमा नैव दृश्यते ।
पक्षेण जायते मृत्युः कालज्ञेनानुभाषितम् ॥३६३

જે મનુશ્યનો નિરંતર સુર્ય સ્વરજ ચાલતો હોય અને ચન્દ્ર સ્વર કોઇ કોઇવાર પણ જોવામાં ન આવે, તો તેનું મરણ પણ પંદર દિવસમાં થઇ જાય છે. ૩૬૩

मूत्रं पुरीषं वायुश्च समकालं प्रवर्तते ।
तदाऽसौ चलितो ज्ञेयो दशाहे म्रियते ध्रुवम् ३६४

જે મનુષ્યના મળ, મુત્ર અને વાયુ એકજવાર નીકળે તો તેને મરણની તઈયારી કરવાવાળો સમજવો; કારણ કે તેનું મરણ દશ દીવસમાં અવશ્ય થાય છે. ૩૬૪

संपुर्णे वहते चंद्रः सुर्यो नैव च दृश्यते ।
मासेन जायते मृत्युः कालज्ञेनानुभाषितम्३६५॥

જે મનુષ્યનો બરાબર ચન્દ્ર સ્વર ચાલતો હોય, અને સુર્ય સ્વર એકવાર પણ ન જુવે; તો તે મનુષ્ય એક માસમાં મરણ પામશે, એમ કાળને જાણવાવાળાઓનું કહેવું છે. ૩૬૫

अरुंधतीं ध्रुवं नैव विष्णोस्त्रीणि पदानि च ।
आयुर्हीना न पश्यंति चतुर्थे मातृमंडलम् ३६६॥

અરૂંધતી, ધ્રવ, વિષ્ણુનાં ત્રણ પગ અને ચોથું માતૃમંડળ તેને જે ન દેખે, તેને આયુષહીન સમજવો. ૩૬૬

अरुंधती भवेज्जिह्वा ध्रुवो नासाग्रमेव च ।
भ्रुवौ विष्णुपदं ज्ञेय तारकं मातृमंडलम् ॥३६७॥

જીહવા ને અરૂંધતી, નાસીકાના અગ્રભાગને ધ્રુવ, ભ્રકુટીયોને વીષ્ણુપદ અને તારાઓને માતૃમંડળ કહે છે. ૩૬૭

नव श्रुवं सप्त घोषं पंच तारां त्रिनासिकाम् ।
जिह्वामेकदिनं प्रोक्तं म्रियते मानवो ध्रुवम्॥३६८॥

જો ભ્રકુટી ન દેખે તો નવ દિવસમાં, કાનોના શબ્દને ન સાંભળે તો સાત દિવસમાં, તારા ન જુવે તો પાંચ

દિવસમાં, નાક ન દેખે તો ત્રણ દિવસમાં અને જીભ ન દેખે તો, મનુંષ્યનું નિશ્ચય મરણ થાય છે. ૩૬૮

कोणावक्ष्णोरंगुलिभ्यां किंचित्पीड्य निरीक्षयेत् ।
यदा न दृश्यते बिंदुर्दशाहेन भवेन्मृतः ॥३६९॥

આંખ્યોના ખુણાને આંગળીયો વડે જરા દબાવીને જુવે, અને દબાવવાથી જળના બીંદુ નીકળે, તો અવસ્ય જાણવું કે દશ દીવસમાં મરી જશે. ૩૬૯

तीर्थस्नानेन दानेन तपसा सुकृतेन च ।
जपैर्ध्यानेन योगेन जायते कालवंचना ॥३७०॥

તીર્થના સ્નાન, દાન, તપ, સુકૃત; જપ, ધ્યાન અને યોગથી કાળને છેતરી શકાય છે, અર્થાત્ આવેલો કાળ પણ ટળી જાય છે, ૩૭૦

शरीरं नाशयंत्येते दोषा धातुमलास्तथा ।
समस्तु वायुर्विज्ञेयो बलतेजोविवर्द्धनः ॥३७१॥

ધાતુ અને મળ—આદિ દોષ શરીરને નષ્ટ કરી નાંખે છે, અને વાયુની સમાનતા બળ અને તેજને વધારનારી છે.૩૭૧

रक्षणीयस्ततो देहो यतो धर्मादिसाधनम् ।
रोगा याप्यत्वमायांति साध्या याप्यास्त्वसाध्यताम्
असाध्या जीवितं घ्नंति न तत्रास्ति प्रतिक्रिया३७२

માટે તે વડે દેહનું સંરક્ષણ કરવું, જે ધર્મ—આદિનું સાધન છે. તે યોગાભ્યાસજ જયરૂપ થઈ જાય છે. અને યોગથી અભ્યાસ સાધ્ય થઇ જાય છે. યોગાભ્યાસ ન

હોય, તો અસાધ્ય મરી જાય છે તેનો કાંઇ પણ ઉપાય નથી ૩૭૨

येषां हृदि स्फुरति शाश्वतमाद्वितीयं
तेजस्तमोनिवहनाशकरं रहस्यम् ।
तेषामखंडशशिरम्यसुकांतिभाजां
स्वप्नेऽपिनो भवति कालभयं नराणाम् ॥३७३॥

જે મનુશ્યના હૃદયમાં અનાદિ, અદ્વિતીય, અંધકારના સમૂહને નાશ કરવાવાળું ગુપ્ત તેજ—શિવસ્વરોદયનું જ્ઞાન ફરે છે, કે જે અખંડચંદ્રના સમાન રમણીય છે, કાંતી જેની એવા મનુષ્યને સ્વપ્નમાં પણ કાળનો ભય રહેતો નથી. ૩૭૩

इडा गंगेति विज्ञेया पिंगला यमुना नदी ।
मध्ये सरस्वती विद्यात्प्रयागादिसमस्तथा ३७४॥

ઇડા નાડી ગંગા. પિંગળા નાડી યમુના અને સુષુમ્ણાને સરસ્વતી જાણવી, અને એ ત્રણ નાડીના સંગમને પ્રયાગ સમાન સમજવો. ૩૭૪

आदौ साधनमाख्यातं सद्यः प्रत्ययकारकम् ।
बद्धपद्मासनो योगी बंधयेदुड्डियानकम् ॥३७५॥

પ્રથમ સાધનનેજ ત્વરાથી પ્રતીતિ થવાનું કારણ કહેલ છે. માટે યોગીએ પદ્માસન બાંધીને ઉડ્ડિયાનાયક નામનાં આસનને બાંધવું, અર્થાત અવાનની ગતિને ઉપર કરીને નાભિરંધ્રના સમીપ લાવવી. ૩૭૫

पूरकः कुंभकश्चैव रेचकश्च तृतीयकः ।

ज्ञातव्यो योगिभिर्नित्यं देहसंशुद्धिहेतवे॥३७६॥

યોગી લોકો પોતાના દેહને સારી રીતે શુદ્ધ કરવાને માટે પૂરક, કુંભક અને રેચક એ ત્રણેને જાણે છે. ૩૭૬

पूरक कुरुते वृष्टिं धातुसाम्यं तथैव च।
कुंभके स्तंभनं कुर्याज्जीवरक्षाविवर्द्धनम्॥ ३७७॥

એ ત્રણેમાં પૂરક પ્રાણાયામ વૃષ્ટિથી દેહને સિંચે છે, અને સર્વ ધાતુઓને સમાન કરે છે. અને કુંભક પ્રાણાયામ દેહની ધાતુઓનું સીંચન કરે છે, અને જીવની રક્ષાને વધારે છે. ૩૭૭

रेचको हरते पापं कुर्याद्योगपदं व्रजेत।
पश्चात्संग्रामवत्तिष्ठेल्लयबंधं च कारयेत् ॥३७८॥

રેચક પ્રાણાયામ પાપને હરે છે આ પ્રકારે જે પ્રાણાયમ કરે છે, તે યોગપદને પામે છે, પછી જે યોગી સમાન રૂપથી ટકે છે તે લય બંધને કરી શકે છે, અર્થાત મરણને અટકાવી શકે છે. ૩૭૮

कुंभयेत्सहजं वायुं यथाशक्ति प्रकल्पयेत।
रेचयेच्चंद्रमार्गेण सुर्येणापूरयेत्सुधाः ॥ ३७९ ॥

સ્વાભાવિક વાયુને પોતાની શકિતના અનુસાર કુંભક પ્રાણાયામથી રોકે, ચંદ્રસ્વરથી રેચક કરે અને સૂર્યસ્વરથી પૂરક પ્રાણાયામને બુદ્ધિમાન મનુશ્ય કરે. ૩૭૯

चंद्रं पिबति सूर्यश्च सूर्यं पिबति चंद्रमाः।
अन्योन्यकालभावेन जीवेदाचंद्रतारकम् ॥३८०॥

જેના ચંદ્રસ્વરને સૂર્યસ્વર અને સૂર્યસ્વર ચંદ્રસ્વર પરસ્પર વખતો વખત પીએ, તે ચંદ્ર અને તારાની સ્થિતિ પર્યંત જીવન ગાળી શકે છે. ૩૮૦

स्वीयांगे वहते नाडी तन्नाडीरोधनं कुरु ।
मुखबंधममुंचन्वै पवनं जायते युवा ॥ ३८१ ॥

જે યોગી પોતાના અંગમાં જે નાડી વહેતી હોય તેને રોકીને અને પોતાના મુખને બાંધીને મુખથી પવનને ન નિકળવા આપે, તે યોગી વૃદ્ધાવસ્થાથી યુવાવસ્થાને પામે છે. ૩૮૧

मुखनासिकाकर्णान्तानंगुलीभिर्निरोधयेत् ।
तत्वोदयमिति ज्ञेयं षण्मुखीकरणं प्रियम् ॥३८२॥

મુખ, નાક, નેત્ર અને કાન તેને પોતાની આંગળીઓ વડે રોકે, તેને તત્વોદય ષડ્મુખી કરણ પ્રિય જાણવું. ૩૮૨

तस्य रूपं गतिः स्वादो मंडलं लक्षणं त्विदम् ।
स वेत्ति मानवो लोके संसर्गादपि मार्गवित्३८३

તેનું રૂપ એ છે કે તે યોગી તત્વોનાં રૂપ, ગતિ અને સ્વાદ મંડળ લક્ષણ એ સર્વને જગતમાં જાણે છે. અને તત્વના મેળમાં પણ જુદા જુદા માર્ગને જાણી શકે છે. ૩૮૩

निराशो निष्फलो योगी न किंचिदपि चिंतयेत् ।
वासनामुन्मनां कृत्वा कालं जयति लीलया३८४

આશા રહીત અને શુદ્ધ રૂપ યોગી કોઇ પણ વ-

રતુની ચિંતા ન કરે, અને વાસનાઓના ત્યાગથી અનાયાસે કાળને જીતે છે. ૩૮૪

**विश्वस्य वेदिका शक्तिर्नेत्राभ्यां परिदृश्यते ।**
**तत्रस्थं तु मनो यस्य याममात्रं भवेदिह॥३८५॥**

સકળ વિશ્વને જાણવાની શકિત નેત્રોથી દેખાય છે. તે શક્તિની વિષય જે યોગીનું મન એક પોહોર સુધી ટકી રહે. ૩૮૫

**तस्यायुर्वर्धते नित्यं घटिकात्रयमानतः ।**
**शिवेनोक्तं पुरा तंत्रे सिद्धस्य गुणगह्वरे ॥३८६॥**

તે યોગીની અવસ્થા પ્રતિદિવસ ત્રણ ત્રણ ઘડીના પ્રમાણથી વધે છે. આ વાત યમગુણવાન સિદ્ધોના સમુહમાં શિવજીએ તંત્ર શાસ્ત્રમાં કહેલી છે. ૩૮૬

**बद्धं पद्मासनस्थो गुदगतपवनं सन्निरुद्ध्यामुमुच्चैः तं तस्यापानरंध्रे क्रमजितमनिलंप्राणशक्त्यानिरुध्यादेकीभूतं सुषुम्नाविवरमुपगतं ब्रह्मरंध्रे च नीत्वा निक्षिप्याकाशमार्गे शिवचरणरता यांतिते केऽपि धन्याः ॥ ३८७ ॥**

યોગી પદ્માસન બાંધીને ગુદામાં સ્થિત પવન અપાનને રોકીને તેને ઉંચે લઇ જાય અને અપાન રંધ્રમાં જીતે —સ્થિર કરે તે સ્થિર કરેલાને પ્રાણશકિતની સાથે રોકીને બેયની એકતા કરે, જ્યારે તે બેય એક થઈ જાય અને સુષુમ્ણા નાડીને રંધ્રમાં પોહોચાડે, અને પછી બ્રહ્મરંધમાં

લઈ જઈને આકાશ માર્ગમાં છોડી આપે આ પ્રકારે શ્રી શિવજીના ચરણમાં જે કોઇ યોગી જાય છે તેને ધન્ય છે. ૩૮૭

एतज्जानाति या योगी एतत्पठति नित्यशः ।
सर्वदुःखविनिर्मुक्तोलभते वांछितं फलम् ॥३८८॥

જે યોગી એને જાણે છે, અને હમેશાં વાંચે છે, તે સકળ દુઃખોથી રહિત યોગી વાંછિત ફળને પામે છે. ૩૮૮

स्वरज्ञानं नरे यत्र लक्ष्मीः पादतले भवेत् ।
सर्वत्र च शरीरेऽपि सुखं तस्यं सदा भवेत् ।३८९।

જે મનુષ્યને સ્વરનું જ્ઞાન છે, તેના ચરણોને નિચે લક્ષ્મી છે, અને તેના શરીરમાં તથા તે જ્યાં જાય, ત્યાં તેને સુખ થાય છે. ૩૮૯

प्रवणः सर्ववेदानां ब्राह्मणो भास्करो यथा ।
मृत्युलोके तथा पुज्यः स्वरज्ञानी पुमानपि ।३९०।

સઘળા વેદોમાં જેમ ઓંકાર અને બ્રાહ્મણોને સુર્ય જેવો પુજ્ય છે. એ પ્રકારે આ મૃત્યુ લોકમાં સ્વરને જાણવા-વાળો પુરૂષ પણ પુજ્ય છે. ૩૯૦

नाडीत्रयं विजानाति तत्वज्ञानं तथैव च ।
नैव तेन भवेत्तुल्यं लक्षकोटिरसायनम् ॥ ३९१ ॥

જે મનુશ્ય પુર્વોક્ત ત્રણે નાડીને જાણે છે, અને જેને

સત્વનું જ્ઞાન છે, તેના તુલ્ય લાખો કે કરોડો રસાયણ નથી. ૩૯૧

एकाक्षरप्रदातारं नाडीभेदविवेचकम् ।
पृथिव्यां नास्ति यद्द्रव्यं तद्दत्वा चानृणो भवेत्३९२

નાડીભેદનું વિવેચન કરવાવાળો જો એક અક્ષર પણ આપે, તો પૃથિવીમાં એવું એક પણ દ્રવ્ય નથી, કે જેને આપી કરજ ઉતરી જાય, અર્થાત્ તેનો બદલો આપી શકે. ૩૯૨

स्वरतत्वं तथा युद्धं देवि वश्यं स्त्रियस्तथा ।
गर्भाधानं च रोगश्च कलार्द्धनैव मुच्यते॥३९३॥

સ્વરનાં તત્વ, પુરૂષને સ્ત્રિઓનાં વશીકરણ, ગર્ભાધાન તથા રોગ એ સર્વ અર્ધીકળા—ઘડીમાં આ પ્રકાર કહેવામાં આવે છે. ૩૯૩

एवं प्रवर्तिते लोके प्रसिद्धं सिद्धयोगिभिः ।
चंद्रार्कग्रहणे जाप्यं पठतां सिद्धिदायकम्॥३९४

આ પ્રકારે આ સ્વરોદય લોકમાં પ્રવૃત થયેલ છે, અને યોગીજનોએ પ્રસિદ્ધ કરેલ છે. અને ચન્દ્ર—સુર્યના ગ્રહણમાં જે જપે છે, વા વાંચે છે, તો તેને સકળ સિદ્ધિઓની પ્રાપ્તિ થાય છે. ૩૯૪

स्वस्थाने तु समासीनो निद्रां चा [illegible]रमल्पयेत् ।
चिंतयेत्परमात्मानं यो वेद स भव[illegible]ती॥३९५॥

જે પોતાના સ્થાનપર બેસી રહે નિદ્રા તથા ભોજન અલ્પ કરે, અને પરમાત્માનું ચિંતવન કરે, તથા જાણે, તે મનુષ્ય સ્વરના જ્ઞાનને જાણવાવાળો થાય છે. ૩૯૬

॥इति श्रीउमामहेश्वरसंवादे स्वरोदयशास्त्रं संपूर्णम्॥

